


# ભારતના દોસ્ત અને દુશ્મન





| સુન્ની બરૈલ્વી સુફીપંથી | વહાબી, દેવબંદી, તબલીગી, એહલે હદીષ |
| --- | --- |
| દેશ દાઝ | ગદ્દારી |
| દેશ પ્રેમ | આંતકવાદ |
| વફાદારી | હત્યા-શત્રુતા |
| ભાઈચારો | આત્મઘાતી હુમલા |
| પ્રેમ ભાવના | અંગ્રેજોની ગુલામી |
| એકતા-શાંતી | કટ્ટરવાદ |
| અંગ્રેજો સામે જેહાદ | કોમવાદ |
| આઝાદીની લડત | ફાટફુટ |
| પ્રેમ સંદેશ | ઉશ્કેરણી |
| | બોમ્બ ધડાકા |
| | કોમી રમખાણો |




લેખક

ખલીફ-એ-મુફ્તીએ આઝમે હિન્દ, મુનાઝિરે એહલે સુન્નત

**અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની**

''મસ્રૂફ'' (બરકાતી-નૂરી)



પ્રકાશક
**મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા**

ઈમામ અહમદ રઝા રોડ, પોરબંદર(૩૬૦ ૫૭૫) મો. ૯૮૭૯૩૦૩૫૫૭

website : www.markazahlesunnat.com e-mail : hamdani78692@gmail.com

www.markazahlesunnat.in

૭૮૬-૯૨

વો વહાબીયાને જિસે દિયા હૈ લકબ શહીદો-ઝબીહ કા
વો શહીદ લયલી-એ-નજદ થા, વો કતીલ તૈગે ખયાર હૈ.

(અઝ. : ઈમામ અહમદ રઝા બરેલ્વી)

ભારતની આઝાદીની જંગમાં માદરે વતન માટે કુરબાની આપનારા દોસ્તો એટલે એહલે સુન્નત વ જમાઅતના લોકોની વફાદારી અને અંગ્રેજોના હાથે કઠપુતલી બની દેશની સાથે બે-વફાઈ કરનારા દુશ્મનો એટલે કે વહાબી તબલીગી જમાઅતના પેશ્વાઓની ગદ્દારીની દાસ્તાન એટલે....

# ભારતના દોસ્ત અને દુશ્મન


:: લેખક ::

**અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની "મસ્રૂફ"**
**(બરકાતી - નૂરી)**



:: પ્રકાશક ::

**મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા**
ઈમામ અહમદ રઝા રોડ, મેમન વાડ, પોરબંદર. (ગુજરાત)

પુસ્તક નું નામ

# ભારત ના દોસ્ત અને દુશ્મન

સમર્થક અભિપ્રાય

હઝરત મુફતી મુજીબ અશરફ સાહબ, નાગપૂર (મહારાષ્ટ્ર)

પ્રકાશક

મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા, પોરબંદર (ગુજરાત)

કમ્પોઝિંગ

મોહંમદ ઝહીર રઝા અઝહરી

પ્રુફ રીડીંગ : હાજી શબ્બીર અ. સત્તાર હામદાણી

પ્રકાશન તિથી : ડીસેમ્બર - ૨૦૦૯

આવૃતી : ચોથી (૪)

પ્રત : ૨૧૦૦ (એકવીસ સો)

મુલ્ય : રૂા. ૫૦ (રૂપિયા પચાસ)

કીતાબ મેળવવાનું સ્થળ

મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા

ઈમામ અહમદ રઝા રોડ, પોરબંદર (ગુજરાત)

ફોન : ૦૨૮૬–૨૨૨૦૮૮૬ મો. ૦૯૮૭૯૩૦૩૫૫૭





હુઝૂર મુફતી-એ-આઝમે હિન્દના ખલીફા,

## હઝરત અલ્લામા મુજીબ અશરફ સાહેબ

મોહતમિમ, જામેઆ અમજદિયા (યુનીવર્સીટી), નાગપૂરનો

# અભિપ્રાય

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

ઈસ્લામને હંમેશા બે પ્રકારના શત્રુઓએ નુકશાન પહોંચાડવાના પ્રયત્નો કર્યા છે. એક તો તેવા શત્રુઓ છે, કે જેઓ ખુલ્લી રીતે ઈસ્લામને નષ્ટ કરવા ઈચ્છે છે. જયારે બીજા પ્રકારના શત્રુઓ ઈસ્લામના નામે જ એટલે કે ઈસ્લામનો દા'વો કરવા છતાં ઈસ્લામી અકીદાઓ અને માન્યતાઓની વિરૂદ્ધ મઝહબમાં વિવાદો ઉભા કરતા રહે છે. આવા આંતરિક શત્રુઓ ષડયંત્રો દ્વારા હંમેશા મુસ્લિમો વચ્ચે નવા નવા ફિત્ના અને ઝઘડાઓ ઉભા કરે છે.

**હુઝૂરે અકરમ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ**ના પવિત્ર કાળમાં મુનાફિક પ્રવૃત્તિ દ્વારા આ શત્રુઓએ ફિત્નો કરેલો. ખલીફા-એ-અવ્વલના સમયમાં ઝકાત આપવાનો ઈન્કાર કરીને આ ફિત્નો સળગેલો. ત્યારબાદ 'ખારજિયત' અને 'રાફઝિયત' ના સ્વરૂપે અને કયારે ક 'કદરિયહ', 'જબરિયહ' અને 'મોઅતઝેલા' ના નામે આ ફિત્નાઓ સળવળ્યા. અને અંતે વર્તમાન યુગમાં વહાબીયત, દેવબંદીયત અને તબલીગીયતના લિબાસમાં આ પ્રવૃત્તિ ગલી-કુચાઓમાં ચાલતી, ફરતી અને સળવળતી દ્રષ્ટિગોચર થઈ રહી છે.

**ખુદા તબારક વ-તઆલા** એ દરેક યુગના દરેક નવા ફિત્નાના નિરાકરણ માટે પોતાના ખાસ ચુનંદા બંદાઓ ખડા કરી દે છે. જયારે જયારે પણ નવો ફિત્નો ઈસ્લામમાં ઉત્પન્ન થયો, ત્યારે ત્યારે અલ્લાહનો કોઈ એવો નેક અને નિડર બંદો ઊભો થયો કે તેણે કોઈની પણ પરવાહ કર્યા વગર ખુદાની અર્પણ કરેલી શક્તિ અને આવડત દ્વારા તેને કચડી નાખ્યો. હિન્દુસ્તાનમાં વહાબીયત અને દેવબંદીયતે જયારે માથું ઊંચકયું તો તેના મુકાબલા માટે સુન્ની આલિમો ઊભા થઈ ગયા અને પોતાની યથાશક્તિ આ ફિત્નાને નષ્ટ કરવાની દિશામાં સફળ પ્રયાસો કર્યા. અલ્લાહ તેઓને નેક બદલો અર્પે. (આમીન). ખાસ કરીને **ઈમામે એહલે સુન્નત, મુજદ્દિદે આ'ઝમ, સૈય્યેદેના આ'લા હઝરત મોહદ્દિષે બરેલ્વી** રદીઅલ્લાહો અન્હોએ તો એવું મહાન કારનામું અંજામ આપ્યું કે દૂરના ભવિષ્ય સુધી તેનું દ્રષ્ટાંત મળવું અશક્ય છે. **ઈમામ અહમદરઝા** બરેલ્વી (રદીઅલ્લાહો અન્હો) ફક્ત એકલા એ જ આ મહાન સેવા નથી બજાવી બલ્કે આપે મુજાહિદોની જાગૃત અને કાર્યરત **'બટાલિયન'** તૈયાર કરી આપી. જે દરેક મોરચે નિડર પણે ઝઝૂમી, દરેક નવા ફિત્નાને ધૂળ ચાટતો કરીને સફળતાપૂર્વક મુકાબલો કર્યો. અને બન્યું પણ તેમ. પરિણામે મુસ્લિમોનો વિશાળ સમુદાય ગુમરાહ થવાથી સુરક્ષિત રહ્યો.

આ બધું થવા છતાં પણ આવા ફિત્ના પરવર લોકોએ પોતાની પ્રવૃત્તિઓ ચાલુ જ રાખી. અને નવા નવા પ્રોપગન્ડા દ્વારા ભોળા મુસ્લિમોના વિચારોને ખરાબ કરતા રહે છે. આ ષડયંત્રની એક કડી એ પણ છે કે વહાબી-દેવબંદી વર્ગ તરફથી જોરદાર પ્રચાર કરવામાં આવે છે, કે ભારતની આઝાદી અને



અંગ્રેજો વિરૂદ્ધની ચળવળની ધૂરા વહાબી-દેવબંદી વર્ગના મોલ્વીઓએ સંભાળેલી. પોતાના ભ્રામક પ્રચારના સમર્થન માટે મનઘડત અને હળાહળ જૂઠાણા ભરી કહાનીઓ ઘડીને તેને લોકો સમક્ષ સત્ય-ઈતિહાસ સ્વરૂપે રજૂ કરીને એવું પુરવાર કરવાની ચેષ્ટાઓ કરવામાં આવે છે, કે આઝાદીની ચળવળના આ લોકો જ 'હીરો' હતા. પણ હકીકત તેનાથી ઉલ્ટી છે. ઈતિહાસની સત્યતા ઉપર દ્રષ્ટિ ધરાવનારાઓ સારી પેઠે જાણે છે, કે વહાબી-દેવબંદી વર્ગના પેશ્વા મોલ્વીઓ જેવા કે, મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી, તેનો પીર સૈયદ અહમદ રાય બરેલ્વી, મોલ્વી રશીદ અહમદ ગંગોહી, મોલ્વી કાસિમ નાનોત્વી, મોલ્વી અશરફ અલી થાન્વી, મોલ્વી ખલીલ અહમદ અંબેઠવી અને તેમના સાથીઓ અંગ્રેજોના પગારદાર અને હમદર્દ હતા. તથા અંગ્રેજોના વિરોધીઓને ફિત્ના પરવર તથા જુઠા સમજતા હતા.

આ હકીકતને મારા બિરાદરે તરીકત **જનાબ અબ્દુસ્સત્તાર હામદાણી** સાહેબે પૂર્ણ પ્રમાણિકતા અને સત્યતા સાથે પોતાની આ કિતાબ **'ભારતના દોસ્ત અને દુશ્મન'** માં ઐતિહાસિક પુરાવાઓ અને ખૂદ વહાબી-દેવબંદી વર્ગની જ કિતાબોના હવાલાઓ દ્વારા પુરવાર કરીને **એક મહાન કાર્ય અંજામ આપ્યું છે.** આ કિતાબના વાંચન બાદ સત્ય શું છે ? અને અસત્ય શું છે ? તેનો સ્પષ્ટ અંદાજો આવી જશે તથા પૂર્વગ્રહોની ઘણી ગ્રંથીઓ દૂર થઈ જશે. શર્ત એ છે કે ન્યાય અને બિન પક્ષપાતના ચશ્મા પહેરીને આ કિતાબનું વાંચન કરવામાં આવે.

મૈં આ કિતાબના મૂખ્ય અંશો ખૂદ હામદાણી સાહેબ કનેથી વંચાવીને

સાંભળ્યા. વર્ણન શૈલી ઘણી જ પસંદ પડી. દરેક દાવો દલીલો, પુરાવા અને ઐતિહાસિક દસ્તાવેજો દ્વારા પુરવાર કરેલ છે, જે લેખકની લાક્ષણિક ખૂબી છે.

દુઆ છે કે અલ્લાહ તબારક વ તઆલા આ કિતાબને લોકપ્રિય બનાવી, લોકો માટે હિદાયતનું કારણ બનાવે અને આવા પ્રકારની નેક કોશિશોમાં બરકતો અતા ફરમાવે. આમીન.

ફક્ત દુઆગો,

**મુહમ્મદ મુજીબ અશરફ રઝવી**

નાગપુર

તા. ૧૩, જમાદિલ અવ્વલ, સ.હિ. ૧૪૧૫

૧૮, ઓકટોબર, ઈ.સ. ૧૯૯૪, મંગળવાર



એહલે સુન્નતના તરજુમાન

"તયબહ" માસિક - અમદાવાદ

**ના માનદ તંત્રી**

**જનાબ હાજી ઉસ્માનભાઈ ખત્રીનો**

# અભિપ્રાય

તા. ૮-૧૧-૯૪

પોરબંદર (સૌરાષ્ટ્ર) ના રહેવાસી, મારા રઝવી મિત્ર અને સમર્થ સુન્ની લેખક મૌલાના હાજી **અબ્દુસ્સત્તાર અબ્દુલ હબીબ હામદાણી**ની લખેલી કિતાબ **'ભારતના દોસ્ત અને દુશ્મન'** મારા અભિપ્રાય માટે મોકલવામાં આવી, તે જોઈ ગયો.

ભારતની આઝાદી મેળવવાની ચળવળ અર્થાત આઝાદી સંગ્રામના સાચા વીરોની નામાવલીમાં, પોતાના ગંદા કામોને ઢાંકવા, ખાદીના વાઘા પહેરીને, ખોટી દોડાદોડી કરતા મુસ્લિમ કોમના જે ગદ્દારો પોતાનાં નામો ઈતિહાસમાં લખાવવા માટે ગાંધીજી, નહેરૂજી, ભૂલાભાઈ, વલ્લભભાઈ પટેલ, વ. વીર બંકાઓની પાછળ પાછળ 'હઈશો-હઈશો' કરીને માત્ર દોડ જ મુકતા હતા, તેવા ફરેબી, સ્વાર્થી, મતલબી, મક્કાર બહુરૂપીયાઓના ચહેરા જોવા હોય તો **આ કિતાબ અવશ્ય વાંચવી જ રહી.**

અંગ્રેજોના ગુલામ બની, તેમના નાખેલા, વધેલા અને કચરામાં ઠલવાએલા એંઠા ટુકડા ખાવા માટે જે કહેવાતા મુસ્લિમ ગદ્દારોએ હોડ બકી તેમજ જે કહેવાતા મુસ્લિમ દેશદ્રોહીઓએ સમગ્ર ભારતીય પ્રજાને

ફરેબ આપવા માટે ખાદીની ટોપી, ખાદીના પાયજામા અને કુર્તા પહેરી લઈ, ભારતની તમામ હિંદુ-મુસ્લિમ જનતાની સાથે ઠગબાજી કરી, તેવા નાટકીયા ખેલાડીઓનો અસલી ચહેરો જોવા માટે પણ **આ કિતાબ અવશ્ય વાંચવી જ પડશે.**

**'તબલીગી જમાઅત'** ની નવી દુકાન ખોલ્યા બાદ, કલ્મા, નમાઝની આઈટમો, પોતાની ફરેબી ઢબથી, પોતાની છેતરામણીવાળી નીતિરીતીથી, મુસ્લિમ સમાજ સમક્ષ રજુ કરનારા ધોકેબાજોનો અસલ ધ્યેય શું હતો, તે જાણવા-સમજવા માટે, **આ કિતાબનાં પાનાં ઉઘાડવા જ પડશે.**

વહાબી-નજદી ફીર્કાના હેતુઓ સમજવા, તેમની ગુસ્તાખીઓને જાણવા, તેમની રસુલ દુશ્મનીનું ઝેર પારખવા, તેમના કૂટ નીતિની માયાજાળ તોડવા, તેમની ઈસ્લામ દુશ્મનીનો પરદો ફાશ કરવા માટે, **આ કિતાબને વધુ પ્રમાણમાં, દેશ-પરદેશમાં પહોંચાડી દેવી પડશે.**

વહાબી-તબલીગી જમાઅતના પેશ્વાઓના બહુ ગવાએલા, કહેવાતા 'જેહાદ' કોની સામે હતા ? કોને નિશાન બનાવવામાં આવ્યા ? તેની માહિતી આ કિતાબને વાંચી-વંચાવીને, મેળવી લીધા બાદ, **આ કિતાબને ઘેર-ઘેર પહોંચતી કરવાનું કામ સુન્ની આલમે કરવું પડશે.**

ભારતના સ્વાતંત્ર સંગ્રામમાં સુન્નીઓએ મહાન કુર્બાનીઓ આપી હોવા છતાં, તેમની બલિદાન ગાથાઓનો ઈતિહાસનાં પૃષ્ઠોમાં સમાવેશ નહીં કરાવી, પોતાના ખદ્દરપોશ, બારગાહે રિસાલત (સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ) ના ગુસ્તાખોનાં નામ ચઢાવી દેવાની પયરવી જે મુસ્લિમ મક્કારોએ કરી, તેમના ગંધાતા, દુર્ગંધ મારતા મોઢા પરથી નકાબ ઉઠાવનાર **આ કિતાબ સર્વે મુસલમાનોએ વાંચવી પડશે.**

**ઈમાનવાળાઓ માટે આ કિતાબ નકરૂં સોનું છે.** ગુજરાતીમાં તમને આવી સમજ પાડનારા લેખકો હવે ઓછા થતા જાય છે. જે રહ્યા



છે, તેમને અલ્લાહ તઆલા લાંબી ઉંમર આપે અને તંદરૂસ્તી આપે, **જેથી તેમની કલમમાંથી નીકળતા મોતીઓ આપણે વીણતા રહીએ અને માળા બનાવીએ.** મારા ભાઈઓ ! મારી બહેનો ! દહીં-દુધમાં પગ રાખનારને ઈસ્લામી પરિભાષામાં 'મુનાફિક' કહેવાય છે. મુનાફિકોનું ઠેકાણું જહન્નમ છે. (કુર્આન) માટે હવે દોરંગી પોલીસીવાળા દોરંગી ચાલ છોડી દે અને સુન્નીયતના એક જ સાચા-પાકા રંગમાં રંગાઈ જાય, તેવી અપેક્ષા હૂં અને આ કિતાબના લેખક **ભાઈ હામદાણી** રાખીએ છીએં. સુન્નીયતનો રંગ અને સંગ સાચો છે. લાંબા ઝભ્ભાવાળા અને ઊંચી ઈજારોવાળા ફકીરનુમા લુંટારા, આપણું ઈમાન છાનામાના લુટી જાય, તે પહેલાં આવી કિતાબો વાંચીને સચેત રહીએ, સજાગ રહીએં, સભાન રહીએં અને ઈમાનની રક્ષા કાજે જાગૃત રહીએં. બારી તઆલા મને, તમને સર્વેને નેક હિદાયત બક્ષે. આમીન.

મ‍ાનદ મહામંત્રી

દારૂલ ઉલૂમ શાહે આલમ

ઠે. જમાલપુર રોડ, અહમદાબાદ; અને

માનદ તંત્રી **'તચબહ'** (માસિક)

અહમદાબાદ

લી. બારગાહે **'રઝા'**નો મામુલી ખાદિમ,

**હાજી ઉસ્માનભાઈ એ. ખત્રી**

(એમ. એ.; એલ.એલ.બી.,)

નિવૃત એડવોકેટ, હાઈકોર્ટ

રાયખડ, મિલ સામે, અહમદાબાદ.

તા. ૮-૧૧-૯૪

દારૂલ ઉલૂમ શાહેઆલમના શૈખુલ-હદીષ,

## હઝરત મૌલાના મુઈનુદ્દીન રઝવીનો

# અભિપ્રાય

'નહમદોહુ-વ-નુસલ્લી-અલા-રસૂલેહિલ-કરીમ'

બિરાદરે તરીકત, માહિરે રઝવીયાત, જનાબ મૌલાના **અબ્દુસ્સત્તાર સાહબ હમદાની** કી જદીદ તસ્નીફ **'ભારત કે દોસ્ત ઔર દુશ્મન'** કા મુસવ્વદા ગુજરાતી ઝબાન મેં ખૂદ હમદાની સાહબકી ઝુબાની જસ્તા જસ્તા સુના. માશાઅલ્લાહ ! ફાઝિલ મુસન્નિફને અપને દાવે કી હક્કાનિયત કે સુબૂત મેં શવાહિદો હકાઈક મોઅતબર કિતાબોં કે હવાલોં સે ફરાહિમ કરને મેં જો અર્કરેઝી કી હય ઉસ્કી તા'રીફ ઔર તેહસીન કે લીયે 'કમા હક્કહુ' મોઝૂઅ અલ્ફાઝ મિલને મુશ્કિલ હૈ. અલ મુખ્તસર યે કિતાબ **એક નએ તર્ઝકી અઝીમ શાહકાર કી હૈસિયત રખતી હય. જિસ્કો હકાઈક, શવાહિદ ઔર દલાઈલ કા અંબાર કહેના ઝયાદા મુનાસિબ હોગા.**

માદરે વતન હિન્દુસ્તાન કે લિયે તેહરીકે આઝાદી કે અઝીમ હીરો ઔર જાંફરોશોં કો પર્દ-એ-ગુમનામી મે ધકેલ કર, નામ નેહાદ શહીદે-વતન ઔર આઝાદી કે સાલારે અઝીમ કે નામ સે ઔલોમા-એ-દેવબંદ કી મસ્નૂઈ તસાવીર ગુમરાહ કુન મોઅર્રેખીન ને કિરતાસે તવારિખ પર ચસ્પાં કર કે, જો ના-ઈન્સાફી કી થી, ઉસ્કા સહીહ તવાઝૂન વ ઈન્સાફ જનાબ હમદાની સાહબને ખૂદ ઓલોમા-એ-દેવબંદ કી તસાનિફ કે મીઝાન મેં તૌલ કર દીયા હૈ.



**મઝહબી, સિયાસી, તારીખી, સમાજી ઔર દીગર કઈ પહેલૂ કે એતબાર સે યે કિતાબ અપની ઈન્ફરાદી ઔર મુમતાઝ શાન રખતી હૈ.** ઉમ્મીદ હય કે એહલે ઈલ્મો બસીરત હઝરાત બ-નઝરે ઈન્સાફ ઔર ગૈર જાનિબદારાના નઝરીયે સે ઈસ કા મુતાલઆ કર કે મુફીદ ઔર સહીહ ઈસ્તેફાદા હાસિલ કરે.

મૌલા તઆલા અપને હબીબે પાક સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ કે તુફૈલ ફાઝિલ મૌસૂફ કો ઈસી ઉન્વાન પર દીગર તસાનીફ મન્ઝરે આમ પર લાને કી તૌફીક, ઈલ્મ, હૌસલા, કુવ્વત, સઆદત, વક્ત ઔર જઝબા અતા ફરમાએ. આમીન.

**મુહમ્મદ મુઈનુદ્દીન રઝવી**
શૈખુલ હદીષ-દારૂલ ઉલૂમ શાહે આલમ
અહમદાબાદ.

૧૯, જમાદિલ અવ્વલ,
હિજરી સન ૧૪૧૫
(૨૫-૧૦-૯૪)

## પ્રખર ધારા શાસ્ત્રી, રાજકીય આગેવાન, સામાજિક મહાનુભાવ જનાબ અભય કુમાર ભારદ્વાજ-રાજકોટ ના હૃદયની ઉર્મિયોની અભિલાષા

સત્યના પહેરાદાર ને,

ઈતિહાસ સાક્ષી છે કે સત્યની કિંમત **ઈમામ હુશેને** પોતાના પ્રાણ નું બલીદાન આપી ચુકવી હતી.

શહીદ ઈમામ હુશેનની પરંપરાની જાળવણી એટલે સત્યનો કંટક ભરેલો માર્ગ પસંદ કરવો.

વરસોથી જેમની સાથે મારે નાતો છે તેવા પોરબંદર ના **મૌલાના અબ્દુલ સત્તાર હામદાણી** એ ભારતીય સાંપ્રત પરિસ્થિતિના પરીપેક્ષ માં ફરીવાર એક જોખમ ઉઠાવ્યું છે અને તે પણ સમજપુર્વક નું.

સત્ય સમજવું સહેલું છે પરંતુ સત્યનું બોલવું અતિ અઘરૂં છે કારણે કે સત્યના અનુસરણ થી મનુષ્યએ પોતાના જાનનું બલીદાન આપવાની તૈયારી રાખવી પડે છે.

તમામ જોખમો અને પરિસ્થિતિ નો સામનો કરવાની તૈયાર રાખી હામદાણીજીએ આ પુસ્તક એટલે કે **"ભારત ના દોસ્ત અને દુશ્મન"** નું આલેખન કરેલું છે.

મને શ્રધ્ધા અને વિશ્વાસ છે કે ભારત ના મુસ્લીમોને અને તેમાંય ખાસ કરીને સુન્ની બીરાદરો ને સાચી રીતે સમજવામાં, ઓળખવામાં અને રાષ્ટ્રદ્રોહી પ્રવાહ થી અલગ તારવવામાં આ પુસ્તક દિવાદાંડી સમાન સીમા ચિન્હ રૂપ બની રહેશે.

આ પુસ્તક ને વાંચવાથી એ સ્પષ્ટ બને છે કે દેશના દુશ્મનો ને જેવાં કે **લશ્કરે તોયબા, જૈશ એ મુહમ્મદ, હીઝબુલ મુજાહીદીન, સીમ્મી** અને તેના જેવા અન્ય આંતકવાદી સંગઠનો કે જે વહાબી, દેવબંદી, તબલીગી, એલહે હદીષ અને જમાતે ઈસ્લામી ના ચોક્કસ અનુયાયીઓ છે, જેમને તેમના જ પુસ્તકોના અવતરણો દ્વારા હામદાણીજી એ ખુલ્લાં પાડેલા છે અને અતિ ચૌકાવનારૂં સત્ય ભારત ની પ્રજા સમક્ષ સાચો ઈતિહાસ લખાય તે માટે રજુ કરેલું છે.

**ઈશ્વરને મારી પ્રાર્થના છે કે, હામદાણીજીને તેમના કડવા સત્યના માર્ગમાં ઝેરના ઘુંટડાઓ પીવાની શકિત મળે તથા તેઓ કોઈપણ પ્રકાર ની મુશ્કેલીઓનો સામનો કરી તેમના નિર્ધારીત પંથ પર ચાલતા રહે.**

દરેક ભારતીયએ સુન્ની બરૈલ્વી સંપ્રદાયની સાચી ઓળખ મેળવવા માટે તથા મુસ્લીમ સમાજ માં રહેલા રાષ્ટ્રવાદી તત્વોની સમજ કેળવવા માટે આ પુસ્તક વાંચવું અનિવાર્ય છે.

સહી :– (અવાચ્ય)

રાજકોટ
તા. ૧૮–૪–૨૦૦૭

**(અભય ભારદ્વાજ- એડવોકેટ)**
આધ્યસ્થાપક :– પરશુરામ યુવા સંસ્થાન,
રાજકોટ. મો. ૦૯૮૨૪૨૯૦૦૦૭



# અભિપ્રાય

પોરબંદર તા. ૨૨-૭-૯૪

**હાજી અબ્દુસ્સત્તાર અબ્દુલ હબીબ હામદાણી** એટલે પોરબંદરની ધરતીની સાહિત્યની મહેક ધરાવતા અદના આદમી છે. મૌલાના સત્તારભાઈ તરીકે જાણીતા આ માનવી અનેક સામાજિક સંસ્થાઓ સાથે સક્રિય રીતે સંકળાયેલા છે અને ૭૦ જેટલા જુદા જુદા વિષયો ઉપર ક્રાન્તિકારી વિચારો ધરાવતા પુસ્તકો લખી પ્રસિદ્ધ કર્યા છે. ગઝલના તો તેઓ પોરબંદરના સમ્રાટ ગણાય. ઉર્દૂ-ફારસી-હિન્દી અને ગુજરાતી ભાષા ઉપર તેમનું જબરૂં પ્રભુત્વ અને હથરોટી છે. સત્તારભાઈ સાહિત્યના છૂપા રૂસ્તમ છે. સાહસિક વેપારી, કોન્ટ્રાકટર અને ઉદ્યોગપતિ છે. એટલા બધા વ્યસ્ત હોવા છતાંપણ તેમણે સાહિત્યનું એટલું ખેડાણ કર્યું છે કે કોઈની કલ્પનામાં પણ ન આવે.

મૌલાના સત્તારભાઈ મુસ્લિમ અને હિન્દુ સમાજમાં વિશાળ ચાહકવર્ગ ધરાવે છે. તેઓ આ બે કોમની વચ્ચેની એક મજબૂત સાંકળ બનીને અને આ બંને સમાજમાં પ્રવર્તતી કેટલીક ગેરસમજો દૂર કરવા જબરો પુરૂષાર્થ કરે છે. જે સાંપ્રત સમયમાં ખુબ જ જરૂરી છે. ભાવિ ભારતના વિકાસ માટે જે ખૂબજ જરૂરી છે. **'ગુલિસ્તાન'** નામનું માસિક પણ છેલ્લા આઠેક વર્ષથી તેઓ બહાર પાડે છે.

**'ભારતના દોસ્ત અને દુશ્મન'** નામનું તાજેતરમાં પ્રસિદ્ધ થતું તેમનું પુસ્તક વાંચી ગયો. આ એક જબ્બર મોડ આપનારૂં પુસ્તક બની રહે છે. સત્તારભાઈએ ઐતિહાસિક સંશોધન કરીને ખૂબ જ જેહમત લઈને આધારો સાથે અંગ્રેજો દ્વારા ભારતની બે મહાન કોમને કાયમી વૈમનસ્યમાં જીવે અને

અખંડ ભારતને કાયમી કુઠારાઘાત કરનારા પ્રેરક બળોને ખુલ્લા પાડયા છે. આ પુસ્તક લખીને તેઓ ઘણાનું વૈમનસ્ય ઉભું કરશે. ખાસ કરીને સંકુચિત મનોવૃત્તિ અને કોમવાદી બળોને તેઓ નારાજ કરશે જ, આ અગાઉ આવી મહેનત કે સંશોધન ભાગ્યે જ કોઈએ કરેલ છે.

પોતાના મંતવ્ય - લેખ માટે સંદર્ભ ગ્રંથો અને આધારની હસ્તપ્રતો સહિત સાહિત્ય તેઓની સમૃદ્ધ અંગત લાયબ્રેરી મૌજુદ છે. અત્યારના સાંપ્રત સમયમાં પુસ્તકો પાછળ લોકો ખૂબ જ પૈસા ઓછા ખર્ચે છે. લગભગ નહીંવત - કિંમતી - અપ્રાપ્ય - પુસ્તકો અને હસ્તપ્રતો પોરબંદરનું ગૌરવ છે. આ માણસમાં પત્રકારિત્વના ઉત્તમ ગુણો છે. પ્રજામત કેળવવામાં તેમની શક્તિનો ઉપયોગ થાય અને લોકશાહીના મુલ્યો જળવાય અને તેનું જતન થાય તે માટે આ વ્યક્તિ પત્રકારીત્વ ક્ષેત્રે નિડર રીતે કલમ વિકસાવી શકે તેમ છે.

આશા રાખીએ કે સત્તારભાઈ વહેલી તકે પોતાનું દૈનિક બહાર પાડે અને તેની જહેમત - કલમ - જ્ઞાન આધારો લોકો સુધી પહોંચે અને ખાસ કરીને તેમના હાથે લોકોના પ્રશ્નો હલ થાય.

**સુમનસિંહ ગોહિલ**
એમ. એ.
સામાજિક કાર્યકર

**સુમનસિંહ જી. ગોહિલ**
(એમ.એ. (ઈકો.) હિન્દી, વિનીત, (G.C.C. Hp.)

| | | |
|---|---|---|
| સુપ્રિન્ટેન્ડેન્ટ | : | માધવાણી કોલેજ, એરોડ્રેમ રોડ, પોરબંદર |
| મંત્રી | : | પોરબંદર પુરાતત્વ સંશોધન મંડળ, પોરબંદર |
| સહ મંત્રી | : | લય સાંસ્કૃતિક સંસ્થા, પોરબંદર |
| ભુ.ઉપ પ્રમુખ | : | સૌરાષ્ટ્ર યુનિવર્સીટી, (એ. એન.ટી.એ.) રાજકોટ |
| ભુ. મંત્રી | : | સૌરાષ્ટ્ર ઈતિહાસ સંશોધન સભા, જુનાગઢ. |



**બીજી આવૃત્તિ સમયનો**

# અભિપ્રાય

આ પુસ્તકની પહેલી આવૃત્તિને એક દાયકા જેવો સમય પસાર થઈ ગયો છે, ત્યારે લેખક અનેક યાતનાઓ અને કઠોર કસોટીમાંથી પસાર થઈ ગયા છે, પરંતુ આ અજ્ઞાત કે જ્ઞાત પિરિયડમાં પણ તેઓની કલમ અટકી નથી, તે લખકની એક સબળ બાજી રહી છે અને લેખની બળવાન અને પરિપકવ બની છે અને પુસ્તકનો આંકડો ૭૦ થી ૧૦૮ સુધી પહોંચાડયો છે, તે કોઈ નાની સુની બાબત નથી. ઘણાં પરિબળોનો સામનો કરતા કરતા કલમ ચાલુ રાખીને સદીનો આંકડો વટાવ્યો છે અને આટલી મોટી સાહિત્યની સેવા કરીને સંબંધિતો તથા સર્વેની ઉપર તેમણે એક મોટું અહેસાન કર્યું છે. ખાસ કરીને જયારે જયારે મળવાનું બન્યું છે, ત્યારે ત્યારે આ સાહિત્ય પ્રેમી અને કલમ-પ્રેમીએ રાષ્ટ્રના હિતને પ્રથમ સ્થાન આપવાના જ પ્રયત્નોની હૃદય વ્યથા વ્યકત કરી છે, આવા જાગૃત પ્રવહરીઓ જયાં સુધી ભારતમાં હયાત છે, ત્યાં સુધી લોકશાહી અને સાચી બિન સાંપ્રદાયિક્તા જીવીત રહેશે. મને આજે પણ એક વાતનું દુઃખ રહ્યું છે, કે સિધ્ધ હસ્ત કલમી અને વિશાળ વાંચન ગુણ અને હિંદી, ગુજરાતી, ઉર્દુ, ફારસી, અરબી અને અંગ્રેજી સહિતની ભાષા ઉપર પ્રભુત્વ ધરાવતા આવા લેખક સંજોગો અને પરિસ્થિતિ સાનુકૂળ હોવા છતાં પણ શા માટે સાચા વાસ્તવિક બનીને લોકોની જબાનને વાચા આપવા માટે જાગૃત દૈનિક તંત્રી પદ કેમ શોભાવતા નથી ? આની આ અભિપ્રાય આપતી વખતે પણ

હૃદયથી અપીલ કરું છું કે, હજુ મોડું થયું નથી. વહેલી તકે લોકોના પ્રશ્નોને વાચા આપતું નિષ્પક્ષ દૈનિકનું સંચાલન કરે તો જ મને સંતોષ થશે, સર્વ શક્તિમાન ઈશ્વર તેમને આ સ્વપ્નું સાકાર કરવા વહેલી તકે બળ પ્રદાન કરે, એજ અભ્યર્થના.

લિ. સ્નેહાધીન - શુભેચ્છક
**સુમનસિંહ ગોહિલ**

**પોરબંદર**

તા. ૮-૧૦-૨૦૦૨,
પોરબંદર

૧. મેનેજીંગ કમિટી એન્ડ ફાઉન્ડર મેમ્બર
રામકૃષ્ણ મિશન વિવેકાનંદ મેમોરિયલ, પોરબંદર

૨. સ્ટેટ લાયબ્રેરી બુક સિલેકશન,
કમિટી ચેરમેન, પોરબંદર

૩. ઓનરરી સેક્રેટરી,
પૅલેસ ટુ હિઝ હાઈનેસ, પોરબંદર



ગુજરાતના મશહુર **'કલમબાઝ'**

અને વિદ્વાન લેખક

**જનાબ અબ્દુલ ગફ્ફાર ચોલા સાહેબ**

જામનગરનો

# અભિપ્રાય

ઈ.સ. ૧૮૫૭ ના બળવા વખતે અને ત્યારપછીના સમયમાં ભારતના ગદ્દારો અને ઈસ્લામના દુશ્મનોને 'વહાબી વર્તૂલે' મુજાહિદ અને શહીદના વિશેષણોથી નવાઝ્યા છે અને તેનો પ્રચાર કરવા પાછળ તેમણે લખલૂટ ખર્ચ કર્યો છે.

મારા પરમ મિત્ર જનાબ અબ્દુસ્સત્તાર હામદાણીની કલમથી ગુજરાત-સૌરાષ્ટ્ર અને બીજા વિસ્તારોના મુસલમાનો ખૂબ સારી પેઠે વાકેફ છે. છેલ્લે તેમણે 'બિદઅત અને બરૈલી' નામના દળદાર પુસ્તકમાં વહાબી-દેવબંદી-તબલીગી' વર્ગના પેશ્વાઓની કિતાબોના સચોટ હવાલા રજૂ કરીને સાબિત કર્યું છે કે વહાબી-દેવબંદી વર્ગના પેશ્વાઓના સિદ્ધાંતો લોખંડના નહીં પણ મીણના છે.

જનાબ હામદાણીએ તેમના નવા પ્રકાશન **'ભારતના દોસ્ત અને દુશ્મન'** માં વહાબી-દેવબંદી વર્ગના વિશ્વાસપાત્ર લેખકોની કિતાબોના સચોટ હવાલા

(પુરાવા) રજૂ કર્યા છે. તેને જોતાં ગુજરાતી ભાષા જાણનારા વર્ગ માટે 'વહાબી-દેવબંદી-તબલીગી' કહેવાતા વર્ગને 'ઈસ્લામ દુશ્મન' અને 'મુસલમાનોના હિતશત્રુ' કહેવામાં કંઈ જ વાંધો રહેશે નહીં.

જનાબ હામદાણીનો આ પ્રયાસ દાદને પાત્ર છે. વર્તમાન સમયની જરૂરતને તેમણે મહદ્ અંશે પૂરી કરી છે. તેમાં લેશમાત્ર શંકા નથી.

જામનગર

તા. ૨૫-૭-૯૪ **જનાબ અબ્દુલ ગફ્ફાર ચોલા**

## ''જરૂરી માહિતી''

હાલ માં જેહાદ ના નામે કાશ્મીર તથા ભારત ના અન્ય પ્રાંતો માં બોમ્બ ધડાકા, હત્યાઓ, કોમી રમખાણો તથા અન્ય ઘૃણાસ્પદ પ્રવૃત્તિઓ દ્વારા આંતક ફેલાવનારા સંગઠનો જેવાં કે **હિઝબુલ મુજાહેદીન, લશ્કરે તયબહ, જયશે મુહમ્મદી** વિગેરે સંગઠનો વહાબી, દેવબંદી, તબલીગી જમાઅત, એહલે હદીષ, જમાઅતે ઈસ્લામી જેવા ઈસ્લામ વિરૂધ્ધ ના ફિરકાઓ ના સંગઠનો છે. સુન્ની બરેલ્વી સંગઠનો નથી.

**સુન્ની બરેલ્વી સંપ્રદાયે કદી પણ આવી આતંકવાદી અને ત્રાસવાદી પ્રવૃત્તિઓ આચરી નથી, કે આચરતા નથી કે ભવિષ્ય માં પણ કદી આચરશે નહીં કેમકે...**

**સુન્ની બરેલ્વી સંપ્રદાય પોતાના પ્યારા માદરે વતન ''ભારત'' ના વફાદાર હતા, છે અને રહેશે.**

તાઃ ૧૫-૫-૨૦૦૬ | અ.સત્તાર હામદાણી
પોરબંદર | (લેખક)



## 'ભારતના દોસ્ત અને દુશ્મન' કિતાબમાં જે જે કિતાબોના હવાલા રજુ કર્યા તેનું લિસ્ટ

| નં. | કિતાબનું નામ | લેખક, સંપાદક, અનુવાદક |
|---|---|---|
| ૧. | અત્તૌહીદ | મુહમ્મદ ઈબ્ને અ. વહાબ નજદી |
| ૨. | તકવીયતુલ ઈમાન | મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી |
| ૩. | તેહઝીરૂન્નાસ | મોલ્વી કાસિમ નાનોત્વી |
| ૪. | યકરોઝી | મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી |
| ૫. | અલ-જેહદુલ-મિકલ | મોલ્વી મહેમૂદ હસન દેવબંદી |
| ૬. | બરાહીને કાતેઆ | મોલ્વી ખલીલ અહમદ અંબેઠવી |
| ૭. | ફતાવા રશીદીયા | મોલ્વી રશીદ અહમદ ગંગોહી |
| ૮. | હિફઝુલ ઈમાન | મોલ્વી અશરફ અલી થાન્વી |
| ૯. | બહિશ્તી ઝેવર | મોલ્વી અશરફ અલી થાન્વી |
| ૧૦. | ઈમદાદુલ ફતાવા | મોલ્વી અશરફ અલી થાન્વી |
| ૧૧. | મૌલાના ઈલ્યાસ ઔર ઉન્કી દીની દા'વત | મોલ્વી સૈયદ અબૂલ હસન અલી નદવી |
| ૧૨. | મલ્ફૂઝાતે મૌલાના ઈલ્યાસ | મોલ્વી મન્ઝૂર નોઅ્માની |
| ૧૩. | 'બાગી હિન્દુસ્તાન' (ઉર્દુ અનુવાદ) | અબ્દુશશાહિદખાં શેરવાની |
| ૧૪. | તઝકેરા ઓલોમા-એ એહલે સુન્નત | મૌલાના મહેમૂદ અહમદ કાદરી |
| ૧૫. | મઝાહેબુલ ઈસ્લામ | નજમુલ ગની રામપૂરી |
| ૧૬. | 'અલ-ફૂરકાન' (માસિક) શહીદ નં. સ.હિ. ૧૩૫૫ | મોલ્વી મન્ઝૂર નોઅ્માની |
| ૧૭. | હયાતે તય્યેબહ | મિર્ઝા હયરત દહેલ્વી |
| ૧૮. | ઈશાઅતુસ્સુન્નત | મોલ્વી મુહમ્મદ હુસૈન બટાલ્વી |

| નં. | કિતાબનું નામ | લેખક, સંપાદક, અનુવાદક |
|---|---|---|
| ૧૯. | મકાલાતે સર સૈયદ | મુહમ્મદ ઈસ્માઈલ પાનીપતી |
| ૨૦. | અલ-ઈક્તેસાદ-ફી-મસાએલિલ-જેહાદ | અબૂ સઈદ મુહમ્મદ હુસૈન લાહોરી |
| ૨૧. | તઝકેરતુર્રશીદ | મોલ્વી આશિક ઈલાહી મેરઠી |
| ૨૨. | સવાનેહ અહમદી | મુહમ્મદ જાફર થાનેસરી |
| ૨૩. | ઉન્નસવીં સદી કા અફસાન-એ-તબાહી | મુહમ્મદ અમીન ઝુબેરી |
| ૨૪. | હકાઈકે તેહરીકે બાલાકોટ | શાહ હુસૈન ગર્દઝી |
| ૨૫. | ઈમ્તિયાઝે હક | રાજા ગુલામ મુહમ્મદ |
| ૨૬. | મોલાના ઈસ્માઈલ દહેલ્વી ઔર તકવીયતુલ ઈમાન | મૌલાના શાહ અબૂલ હસન ઝૈદ ફારૂકી |
| ૨૭. | હિન્દુસ્તાની મુસ્લિમ સિયાસત પર એક નઝર | ડોકટર મુહમ્મદ અશરફ |
| ૨૮. | હદાઈકે બખ્શીસભાગ-૩ | ઈમામ અહમદ રઝા બરેલ્વી |
| ૨૯. | હુસ્સામુલ હરમૈન અલા મનહરિલ કુફ્રે વલ-મૈન (ગુજરાતી અનુવાદ) | ઈમામ અહમદ રઝા બરેલ્વી |
| ૩૦. | મક્તૂબાતે સૈયદ અહમદ શહીદ (ફારસી) | મુહમ્મદ જાફર થાનેસરી |
| ૩૧. | તારીખે તનાવલિયાં | સૈયદ મુરાદઅલી અલીગઢી |
| ૩૨. | મક્તૂબાતે સૈયદ અહમદ શહીદ (ઉર્દુ અ.) | સખાવત મિર્ઝા |
| ૩૩. | ફરિયાદે મુસ્લિમીન | મુન્શી મુહમ્મદ હુસૈન 'મેહમૂદ' |



| નં. | કિતાબનું નામ | લેખક, સંપાદક, અનુવાદક |
|---|---|---|
| ૩૪. | સિરતે સૈયદ અહમદ શહીદ | સૈયદ અબૂલ હસન અલી નદવી |
| ૩૫ | મુશાહિદાતે કાબુલ વ-યાગિસ્તાન | મુહમ્મદઅલી કુસૂરી |
| ૩૬. | તઝકેરા અકાબિરે એહલે સુન્નત | મૌલાના અબ્દુલ હકીમ શર્ફ |
| ૩૭. | એહલે સુન્નત કી આવાઝ | તાજુલ ઔલોમા સૈયદ મુહમ્મદમીયાં મારહર્વી |
| ૩૮. | મખઝને અહમદી | સૈયદ મુહમ્મદ અલી |
| ૩૯. | ઓલોમા-એ-હિન્દ કા શાનદાર માઝી | સૈયદ મુહમ્મદ અલી |
| ૪૦. | કાબુલ મેં સાત સાલ | ઉબૈદુલ્લાહ સિંધી |
| ૪૧. | મુકાલમતુસ સદરૈન | તાહિર અહમદ કાસમી |
| ૪૨. | 'માહે-નૌ' કરાંચી | ખાસ અંક બ-યાદગાર તેહરીકે આઝાદી |
| ૪૩. | અલ-ઈફાદાતુલ-યવમીયા | મોલ્વી અઝીઝુલ હસનસહારનપૂરી |
| ૪૪. | મૌલાના મુહમ્મદ અહસન નાનોત્વી | મુહમ્મદ ઐયુબ બિન મશીયતુલ્લાહ |
| ૪૫. | સવાનેહકાસમી | મુનાઝિર અહસન ગીલાની |
| ૪૬. | જરીદા-તરજુમાન (સાપ્તાહિક) દિલ્હી | એડીટર મુહમ્મદ સુલેમાન 'સાબિર' |
| ૪૭. | હયાતે મુફતી આઝમ | મિર્ઝા અબ્દુલ વહીદ બેગ |
| ૪૮. | તરજુમાન-એહલે સુન્નત (માસિક) | જુલાઈ ૧૯૭૫ નો જંગે આઝાદી નંબર |
| ૪૯. | અરવાહે સલાષા | મોલ્વી ઝહૂરૂલ હસન કસોલ્વી |

| નં. | કિતાબનું નામ | લેખક, સંપાદક, અનુવાદક |
|---|---|---|
| ૫૦. | મકતૂબાતે શૈખુલ ઈસ્લામ | મોલ્વી મુનાઝિર અહસન ગીલાની |
| ૫૧. | ફીરોઝુલ્લુગાત | અલ્હાજ મોલ્વી ફીરોઝુદ્દીન |
| ૫૨. | તઝકેરતુલ ખલીલ | મોલ્વી આશિક ઈલાહીમેરઠી |
| ૫૩. | કાસિમુલ ઉલૂમ | મોલ્વી કાસિમ નાનોત્વી |
| ૫૪. | ધી ન્યુ રોયલ પર્સીયન ઈંગ્લીશ ડીક્ષનેરી | ડો. એસ. સી. પાલ |
| ૫૫. | એઅલામુલ-અઅ્લામ બે-અન્ના-હિન્દુસ્તાન દારૂલ ઈસ્લામ | ઈમામ અહમદ રઝા ફાઝિલે બરેલ્વી |
| ૫૬. | હિન્દનું મુસ્લિમ રાજકારણ (અનુવાદ) | માંડવીઆ યુસુફ અબ્દુલ્લાહ |

## 'ચેલેંજ''

આ કિતાબ માં વહાબી–દેવબંદી–તબલીગી વર્ગ ના પશ્વાઓ ની અંગ્રેજ ગુલામી અને ભારત પ્રત્યે ગદ્દારી ની જે માહિતી પ્રદાન કરવા માં આવી છે તે ખૂદ વહાબી–દેવબંદી–તબલીગી વર્ગ ની આધારભૂત અને માન્ય કિતાબો ના હવાલા થી રજૂ કરવા માં આવેલ છે.

જેથી જ....

આ કિતાબ નો એક પણ હવાલો ખોટો પુરવાર કરી આપનાર ને

**રૂા.૧,૦૦,૦૦૦/– (એક લાખ)**

નું ઈનામ આપવા માં આવશે.

તેમજ...

અમારી વિરૂધ્ધ કાનૂની કાર્યવાહી કરવા નો હક પણ રહેશે.

તાઃ ૧૫–૫–૨૦૦૬
પોરબંદર

**અ.સત્તાર હામદાણી**
(લેખક)



# જરૂરી ખુલાસો

આપણા પ્યારા માદરે વતન **અખંડ ભારત** માટે કુરબાની આપનારાઓ અને દેશના વફાદાર તરીકે ઈતિહાસમાં અમર થઈ જનારા **દોસ્તો** તથા અંગ્રેજોની ગુલામીનો પટ્ટો ગળામાં પહેરી આ દેશને નુકશાન પહોંચાડનારા ગદ્દારો તરીકે ઈતિહાસમાં કલંકિત થઈ જનારા **દુશ્મનોની** નામાવલી ઘણી જ લાંબી છે. લગભગ દરેક ધર્મ અને કૌમના લોકોનો ઉલ્લેખ કરી શકાય તેમ છે.

**પણ....**

આ કિતાબમાં તેવા **દોસ્તો** અને **દુશ્મનો**નો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે જેમનો સબંધ **મુસ્લિમ કૌમ** સાથે છે. એટલે કે ભારતના વફાદાર અને દોસ્ત **સાચા મુસ્લિમો** અને ભારત ના ગદ્દાર અને દુશ્મન **કહેવાતા મુસ્લિમો** નો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

એજ, વિનંતી
'લેખક'

# અનુક્રમણિકા





# અર્પણ

ભારતની જંગે આઝાદીના મહાન લડવૈયા અને શહીદે-વતન **હઝરત મૌલાના સૈયદ કિફાયતુલ્લાહ 'કાફી'** રહેમતુલ્લાહે તઆલા અલૈહે ને કે જેમણે ભારતની પ્રજા ઉપર અત્યાચાર કરનારા દુષ્ટ અંગ્રેજોના સકંજામાંથી દેશને આઝાદી અપાવવાના આશયથી નિડર પણે 'જેહાદ' નો ફત્વો આપી આઝાદીની લડતને બળવંત બનાવી.

અંગ્રેજોની વિરૂદ્ધ જેહાદનો ફત્વો આપવાની સજા રૂપે અંગ્રેજોએ તેઓને મુરાદાબાદની ભરબજારમાં જાહેરમાં **ફાંસી** આપી. આવા મહાન મુજાહિદ અને **અમર શહીદ**ને આ કિતાબ અર્પણ કરીને તેઓને યથાશક્તિ શ્રદ્ધાંજલી આપવાની સઆદત હાસિલ કરૂં છું.

**- લેખક**

## પ્રથમ આવૃતિની

# પ્રસ્તાવના

અખંડ ભારતને પોતાની ગુલામી હેઠળ જકડી રાખવા માટે અંગ્રેજો એ **લડાવો અને રાજ કરો** ની નિતી અપનાવી. ભારતની પ્રજાને અંદરો અંદર લડાવવા ધર્મના નામે આંતર વિગ્રહો કરાવ્યા. હિન્દુ-મુસ્લિમોને લડાવ્યા. હિન્દુ-હિન્દુને લડાવ્યા. મુસ્લિમ-મુસ્લિમને લડાવ્યા. આમ કરવા માટે તેમણે ભારતની પ્રજામાંથી અમુક ગદ્દારોને ખરીદ કર્યા. તે ગદ્દારોએ પોતાનું ઈમાન અને સ્વમાન બરબાદ કરીને **માદરે વતન**ના દામનને ડાઘ લગાડયો. તે ગદ્દારોએ દેશની એકતા ખંડિત કરવા માટે મઝહબનો આશરો લીધો. સૈકાઓથી પ્રચલિત ધાર્મિક માન્યતાઓ અને ક્રિયાઓને અધર્મમાં ખપાવી ભારતીય પ્રજાને વિવાદના વમળમાં સંડોવી વિખવાદ અને ફિત્નાની આંધી ખડી કરી. આવા ગદ્દારોને દુષ્ટ અંગ્રેજાએ ભરપુર આર્થિક, રાજકીય અને વહીવટી સહાયો કરી.

અંગ્રેજોના ગુલામ તરીકે ફરજ અદા કરી, દેશની સાથે ગદ્દારી કરનારાઓ ઈતિહાસમાં કલંકિત બની ગયા. તેઓના કલંકને ભૂંસી નાખવા, તેઓના અનુયાયીઓ ઈતિહાસની સાથે ચેડા કરી, વિકૃત સ્વરૂપે ઈતિહાસ આલેખી, તે ગદ્દારોને આઝાદીના સંગ્રામના **બહાદુર લડવૈયા** અને **અમર શહીદ** તરીકે ખપાવવાની ચેષ્ટા કરી રહ્યા છે. ઉપરાંત જે સાચા અર્થમાં **ભારતની આઝાદીના લડવૈયા** હતા. તેઓના નામો ઈતિહાસના પૃષ્ઠોથી અદ્રશ્ય કરી, તેઓને અજ્ઞાતવાસમાં ધકેલી દેવાની મલિન પ્રવૃત્તિ કરી અને હજુ પણ કરી રહ્યા છે.



ભારતની આઝાદીમાં મુસ્લિમોનો રોલ ઘણો જ અગત્યનો હતો. અંગ્રેજો ભારતીય મુસ્લિમોથી અતિ-ભયભીત હતા. જેથી તેમણે મુસ્લિમ કૌમમાં જન્મેલ અમૂક ગદ્દારોને ખરીદ કર્યા અને મુસ્લિમોને મઝહબના નામે વિખવાદમાં સપડાવી તેઓની સંગઠન શક્તિને છીન્ન ભીન્ન કરવાની કામગીરી તે ગદ્દારોને સુપુર્દ કરી. તે ગદ્દારોએ મુસ્લિમોને અનેક ફાંટામાં વિભાજીત કરી નાખવા ઈસ્લામની મૂળભૂત અને પાયાની બાબત **'ઈમાન'** કે જેનો મૂખ્ય આધાર **ખુદાના પ્યારા રસૂલ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમની અઝમત** છે, તેના ઉપર ઘા કર્યો.પોતે ઈસ્લામ ધર્મના પેશ્વાના પદે સ્વયં ચડી બેઠા. પોતાની નવી માન્યતાઓનો સ્વીકાર કરવા લોકો ઉપર દબાણો કર્યા. જેમણે તેઓના પંથમાં ભળવાનો વિરોધ કર્યો, તેઓને **'કાફિર'** ઠરાવ્યા અને તેઓને મારી નાખવા યોગ્ય છે, તેવા **ફતવા આપ્યા.** અંગ્રેજો પાસેથી શસ્ત્ર સરંજામ પુરવઠો અને અઢળક નાણાં મેળવી તેઓના ઉપર **'જેહાદ'** ના નામે યુદ્ધો ઠોકી બેસાડયા અને અંગ્રેજોને રાજી કરવા અનેક નિર્દોષ મુસ્લિમોને મારી નાખ્યા. આ બધું વહાબી-નજદી પંથના પેશ્વાઓ દ્વારા કરવામાં આવ્યું. વહાબી-નજદી પંથની પેટા શાખા તબલીગી જમાઅતે પણ અંગ્રેજોના હાથ મજબૂત બનાવ્યા. આ એક એવી વાસ્તવિકતા છે, કે જેને ઈતિહાસમાં સત્ય સ્વરૂપે રજૂ કરવામાં ઠાગા-ઠૈયા કરવામાં આવ્યા છે. જેથી આ વિકૃત ઈતિહાસ દ્વારા લોકોની આંખો ઉપર બાંધવામાં આવેલી પટ્ટીઓ ખોલી **'સત્ય હકીકત'** આધારભૂત કિતાબોના હવાલા દ્વારા રજૂ કરવાનો મેં પ્રયત્ન કર્યો છે.

જેઓ ખરા અર્થમાં **ભારતના 'દોસ્ત'** હતા. તેઓની વફાદારીની દાસ્તાન અને જેઓ **ભારતના દુશ્મન** હતા તેઓની ગદ્દારીની હકીકત મધ્યાહનના સૂર્યની જેમ પ્રકાશિતરૂપે વ્યકત કરી છે. અહીં તેવા 'દોસ્ત'

અને 'દુશ્મન'ની હકીકતો રજૂ કરી છે, કે જેઓનો સબંધ મુસ્લિમ કૌમ સાથે હતો. ટૂંકમાં એટલું કે સુન્ની બરૈલ્વી (બિન તબલીગ) પંથના લોકોએ ભારતના વફાદાર દોસ્તની ભૂમિકા ભજવી અને પોતાના તન-મન-ધનની બાજી લગાડી. પોતાનું સર્વત્ર આ દેશને સ્વતંત્રતા અપાવવા માટે ન્યોછાવર કરી દીધું અને વહાબી-તબલીગ જમાઅતના લોકોએ ભારતના દુશ્મનનો રોલ અદા કરીને અંગ્રેજોના માલ-મલીદા ખાધા.

આ હકીકત પુરવાર કરવા મેં વહાબી-તબલીગી પંથના માન્ય લેખકો દ્વારા આલેખાએલી કિતાબોના હવાલા વધુ પ્રમાણમાં એ મકસદથી રજૂ કર્યા છે, કે પક્ષપાત કર્યાનો આક્ષેપ કરવાની કોઈને તક ન મળે.

વાંચક વર્ગ તટસ્થપણે વાંચન કરીને બન્ને પંથના લોકોને ન્યાયના ત્રાજવે તોલે અને નક્કી કરે કે **ભારતના દોસ્ત કોણ હતા ? અને દુશ્મન કોણ હતા ?**

ખાનકાહે બરકાતિયા - મારેહરા મુકદ્દસા અને ખાનકાહે રઝવીયા નૂરિયા,
બરૈલી શરીફ નો અદના સવાલી
**અબ્દુસ્સત્તાર અબ્દુલહબીબ હામદાણી**
(બરકાતી-રઝવી-નૂરી)

પોરબંદર.
તા. ૨૫-૧૦-૧૯૯૩
સોમવાર.



## બીજી આવૃત્તિ સમયની

# પ્રસ્તાવના

'ભારતના દોસ્ત અને દુશ્મન' કિતાબ એક એવું ઐતિહાસિક દસ્તાવેજ પુરવાર થયું છે કે ભલભલા વિદ્વાનો તેની વાસ્તવિકતા ઉપર આફરીન પોકારી ઉઠયા, માદરે વતન હિન્દુસ્તાનની ખમીરવંતી ધરતી ઉપર જયાં 'વીર શહીદો' પાકયા છે, ત્યાં નમાલા ગદ્દારો પણ પેદા થયા છે. વફાદારો અને ગદ્દારોને અલગ અલગ તારવવા આજના પ્રચાર યુગમાં અતિ-કઠીન છે. પરિણામ એ આવ્યું કે 'ગદ્દારો' ની ગણતરી દેશ ભક્તોમાં થવા લાગી અને સાચા વફાદારો ને દેશદ્રોહીના ટાઈટલો દ્વારા અપમાનિત કરવામાં આવ્યા.

વર્તમાન યુગમાં 'વિકૃતી' નો જે ફુગાવો છે તેની સીધી અને આડ અસર ઈતિહાસ ઉપર પણ આવી છે. ભ્રષ્ટ ઈતિહાસકારો ઈતિહાસને વિકૃત સ્વરૂપે આલેખીને દેશ દ્રોહિતાનું મહા-પાપ આચરી રહ્યા છે.

પ્યારા માદરે વતન ભારત સાથે 'ગદ્દારી' કરનારઓ દરેક વર્ગ અને ધર્મના લોકોમાંથી મળી આવે છે. આજના હળાહળ કોમવાદ ના વાતાવરણમાં કોમવાદી સંસ્થાઓ અને ભ્રષ્ટ રાજકારણીઓ સમગ્ર મુસ્લિમ કૌમને 'ગદ્દાર' તરીકે બદનામ કરવામાં કશી જ કચાશ નથી રાખતા. રાષ્ટ્ર પ્રત્યે પ્રાણની આહુતિ આપનારા વીર મુસિલમ શહીદો ઉપર પણ બદનામીના છાંટા ઉડાડવામાં આવી રહ્યા છે.

માટે આ કિતાબમાં પુરવાર થશે કે સમગ્ર મુસ્લિમ કૌમને વગોવનારાઓ કદાચ ઈતિહાસની માહિતીના ક્ષેત્રે સંપૂર્ણ અજ્ઞાન છે અથવા કોઈ વ્યવસ્થિત ષડયંત્ર ના તાણા-વાણા ગુંથી રહ્યા છે.

એક નક્કર વાસ્તવિકતા હંમેશા યાદ રાખો કે :-

- જે પોતાના મઝહબનો વફાદાર છે, તે ચોક્કસપણે પોતાના દેશનો પણ વફાદાર છે.
- જે પોતાના મઝહબનો ગદ્દાર છે, તે નિઃશંક પોતાના દેશનો પણ ગદ્દાર છે.

**પરિણામે :-**

**સુન્ની બરૈલ્વી મુસ્લિમો પોતાના ખુદાના, નબીના અને મઝહબના વફાદાર છે અને જેથી પોતાના પ્યારા માદરે વતન ના પણ વફાદાર છે.**

**અને...**

વહાબી, દેવબંદી, નજદી, તબલીગી, મૌદુદી, ગૈર-મુકલ્લિદ અને અન્ય બાતિલ ફિર્કાના પેશ્વાઓ અને અનૂયાયીઓ પોતાના ખાલિકે કાએનાતના, પ્યારા રસુલ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમના અને મહાન ધર્મ ઈસ્લામના ગદ્દાર હતા અને છે જેથી તેઓ મહાન દેશ ભારતના પણ ગદ્દાર હતા અને છે.

કેમ કે જે પોતાના મઝહબનો નથી થઈ શકયો, તે કદાપી કોઈનો નથી થઈ શકવાનો.

માટે આ કિતાબ ના વાંચનથી એક મોટી ગેરસમજ પણ દૂર થઈ જશે કે :-

- ઈસ્લામના વફદારો એટલે કે સુન્ની બરૈલ્વી મુસ્લિમોએ કદી પણ દેશ સાથે ગદ્દારી નથી કરી, કરી નથી રહ્યા અને કદાપી કરશે પણ નહીં.



**જ્યારે....**

- ઈસ્લામ ના ગદ્દારો એટલે કે વહાબીઓ એ આ દેશ સાથે ગદ્દારી કરી છે, કરી રહ્યા છે અને કરતાં રહેશે.

ટૂંકમાં ફક્ત એટલું જ કે રાજકીય વગના કારણે રાજકીય પક્ષોમાં ઘૂસી જઈને દેશ-પ્રેમી નો મહોરો પહેરીને ફરતા કહેવાતા મુસ્લિમ ગદ્દારોના ચહેરા થી ‘બુરખો’ ઉતારી, તેઓની હકીકત નગ્ન સ્વરૂપે રજૂ કરવાનો આ કિતાબમાં યથા શક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

માટે રાજકીય સ્તરના લોકો અને વહીવટી ખાતાના અધિકારીઓ પોતાનું દ્રષ્ટિબિંદુ બદલીને સમગ્ર મુસ્લિમ સમાજ પ્રત્યે ગેર સમજના પ્રભાવને દૂર કરીને વફાદારો અને ગદ્દારોના તફાવતને સમજવા નો પ્રયત્ન કરે અને ગેર સમજના અંધકારથી બહાર આવીને વાસ્તવિક્તાના પ્રકાશમાં મહાલે.

ખુદા ભારતના દરેક નાગરિકને સદ્દબુદ્ધિ અર્પે અને પ્રેમ થી ખુદ જીવે અને અન્યોને પણ જીવવા દે. તેવી નેક પ્રેરણા અર્પે. આમીન.

ખાનકાહે બરકાતિયા - મારેહરા મુકદ્દસા અને ખાનકાહે રઝવીયા નૂરિયા,
બરૈલી શરીફ નો અદના સવાલી
**અબ્દુસ્સત્તાર અબ્દુલહબીબ હામદાણી**
(બરકાતી-રઝવી-નૂરી)

પોરબંદર
તા. ૧૦-૧૦-૨૦૦૨
ગુરૂવાર

## તબ્લીગ જમાઅતનું મૂળ

તબ્લીગ જમાઅત મૂળ સ્વરૂપે વહાબી-નજદી જમાંઅત છે. વહાબી-નજદી જમાઅત અસલ સ્વરૂપે અંગ્રેજોની બનાવેલી છે. અંગ્રેજોએ ઈ.સ. ૧૭૧૦ થી આ પ્રવૃત્તિ આદરેલી. વિશ્વના દરેક દેશ ખાસ કરીને અખંડ ભારતમાં પોતાનું વર્ચસ્વ સ્થાપવા અંગ્રેજોએ જે નવા નવા પેંતરા આદરેલા તે પૈકીનો એક પેંતરો વહાબી-નજદી જમાઅત છે. વહાબી-નજદી જમાઅતની સ્થાપના કરીને વિશ્વમાં જુદા-જુદા દેશોમાં વસતા મુસ્લિમોમાં ધર્મના નામે વિખવાદ પડાવી તેઓમાં કુઃસંપ કરાવી, મુસ્લિમોને અનેક ફાંટામાં વહેંચી નાખી, મુસ્લિમોની એકતા ખંડિત કરી, તેઓને નબળા પાડી તેઓની ઉપર પોતાનું શાસન સ્થાપિત કરવાની અંગ્રેજાની નેમ હતી. જે મહ્દ અંશે પરિપૂર્ણ પણ થએલી છે.

અંગ્રજોએ ધર્મના નામે મુસ્લિમોને ઝઘડાવી વિખૂટા પાડવા માટે રૂપિયાના જોરે ગદ્દારોને ખરીદયા જેની સંક્ષિપ્ત વિગત નીચે મુજબ છે.

- અરબસ્તાનના **'નજદ'** નામના ઈલાકામાં ઈ.સ. ૧૭૦૩ માં જન્મેલા **'મુહમ્મદ ઈબ્ને અબ્દુલ વહાબ નજદી'** એ ઈ.સ. ૧૭૩૧ માં વહાબી-નજદી ધર્મની સ્થાપના કરી અને એક કિતાબ અરબી ભાષામાં લખેલી જેનું નામ **'અત્તૌહીદ'** છે. આ કિતાબમાં મુહમ્મદ ઈબ્ને અબ્દુલ વહાબ-નજદી કે જેને **'શયખે નજદી'** ના ટુંકા નામથી ઓળખવામાં આવે છે. તેણે પયગમ્બરે ઈસ્લામ **હઝરત મુહમ્મદ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ**ની શાનમાં બેઅદબીઓ અને ગુસ્તાખીઓ કરી છે. ઉપરાંત ઈસ્લામમાં જે મૂળભૂત સિદ્ધાંતો છે, તેમાં જડમૂળથી ફેરફાર કરવાની ચેષ્ટા કરી છે. દા.ત. જે કામ સૈકાઓથી ઈમાન અને ઈમાનવાળાઓના અનૂકરણ સમાન હતા તે બધા કામોને **'શિર્ક'** માં ખપાવી દીધા. અને તે કામો કરનારા



સમગ્ર મુસ્લિમોને **'કાફિર'** અને **'મુશ્રિક'** માં ખપાવી દીધા. અને તેઓને ઈસ્લામથી ખારિજ (બહાર) ઠહેરાવી તેઓને લૂંટી લેવા અને મારી નાખવા 'જાઈઝ' (યોગ્ય) ઠરાવ્યા. અનેક નિર્દોષોને તેણે મોતને ઘાટ ઉતારી દીધા અને અત્યાચારો, હત્યાકાંડો અને લૂંટફાંટોની હારમાળાઓ સર્જી દીધી.

## વહાબી-નજદી ફિર્કાનું ભારતમાં આગમન

શયખે નજદી દ્વારા આરંભાએલી વહાબી-નજદી ચળવળમાં સફળતા મેળવ્યા બાદ અંગ્રેજોએ ભારતને પોતાનું લક્ષ બનાવ્યું. ભારતમાં અંગ્રેજોના એજન્ટ તરીકે **મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી** નિયુક્ત થયો. મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીનો જન્મ ઈ.સ. ૧૭૮૧ માં થએલો. તેણે ઈ.સ. ૧૮૨૮ (હિ.સ. ૧૨૪૦) માં શયખે નજદીની અરબીમાં લખેલી કિતાબ **'અત્તૌહિદ'** નો ઉર્દુભાષામાં અનૂવાદ કર્યો. મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી દ્વારા પ્રકાશન કરેલી કિતાબનું નામ **'તકવીયતુલ-ઈમાન'** છે. આ કિતાબની લાખોની સંખ્યામાં પ્રતો છપાવી અંગ્રેજોએ ઘરે ઘરે વિના મૂલ્યે વિતરણ કરાવી.

આ કિતાબમાં મુસ્લિમોની ધાર્મિક લાગણી એટલી હદે દુભાવવામાં આવી કે સમગ્ર ભારતના મુસ્લિમોમાં ખળભળાટ મચી ગયો અને મુસ્લિમો આંતર વિગ્રહની અગ્નિમાં હોમાઈ ગયા. જેનો અંદાઝો મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી દ્વારા આલેખાએલા પુસ્તક **'તકવીયતુલ-ઈમાન'** ના નિમ્ન લિખિત કથનો દ્વારા આવી જશે.

- અંબિયા અને ઔલિયાની મન્નત માનનારો મુશ્રિક છે.

- અલીબખ્શ, અબ્દુન્નબી, ગુલામ મોહ્યુદ્દીન, ગુલામ મુઈનુદ્દીન, પીર બખ્શ, હુસૈન બખ્શ વગેરે નામો રાખનારા મુશ્રિક છે.
- નબીયો અને વલીયોને પુકારનાર મુશ્રિક છે.
- નબી સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ મરીને માટીમાં ભળી ગયા.
- નબી સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમને દિવાલની પાછળનું પણ ઈલ્મ (જ્ઞાન) નથી.
- જેનું નામ મુહમ્મદ અથવા અલી છે તે કોઈપણ ચીઝનો અધિકારી કે માલિક નથી.
- નબીયો અને વલીયોને ગૈબનું ઈલ્મ છે તેવી માન્યતા રાખનારો શખ્સ મુશ્રિક છે.

ભારતમાં ઉપરોક્ત કિતાબ **'તક્વીયતુલ ઈમાન'** ના પ્રસાર અને પ્રચાર દ્વારા મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીએ નજદી વહાબી પંથનો પાયો નાખ્યો અને પાયા ઉપર ઈમારત ચણનારાઓમાં મૂખ્યત્વે મોલ્વી **રશીદ અહમદ ગંગોહી**, મોલ્વી **કાસિમ નાનોત્વી**, મોલ્વી **અશરફઅલી થાન્વી** અને મોલ્વી **ખલીલ અહમદ** અંબેઠવી છે. જે બધાની અલગ અલગ સંક્ષિપ્ત માહિતી પણ અત્રે પ્રદાન છે.

## મોલ્વી કાસિમ નાનોત્વી :

મોલ્વી કાસિમ નાનોત્વીનો જન્મ ઈ.સ. ૧૮૩૭ (હિ. ૧૨૪૯) માં તથા અવસાન ઈ.સ. ૧૮૮૫ (હિ. ૧૨૯૭) માં થએલું. ઉત્તર પ્રદેશના સહારનપુર જિલ્લામાં આવેલા **'દેવબંદ'** ગામે તેમણે વહાબી-નજદી પંથની મોટી વિદ્યાપીઠ **'દારૂલ ઉલૂમ દેવબંદ'** ની સ્થાપના કરી છે. મોલ્વી કાસિમ નાનોત્વી એ ઈ.સ. ૧૮૭૮ માં એક કિતાબ **'તેહઝીરૂન્નાસ'** નામે ઉર્દુ ભાષામાં લખેલી. જેના પેઈજ નં. ૫ અને ૨૫ ની ઈબારતમાં તેમણે લખ્યું છે કે :-



(૧) નબી પોતાની ઉમ્મતથી ફક્ત જ્ઞાનના કારણે જ ઉચ્ચ હોય છે. બાકી રહ્યો અમલ, તેમાં તો ઘણી વખત ઉમ્મતી નબીની બરોબરી પણ કરી લે છે બલ્કે વધી જાય છે. (મઆઝલ્લાહ)

(૨) ધારી લો કે હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમના ઝમાના પછી પણ કોઈ નબી પૈદા થાય તો પણ ખાતેમિય્યતે મુહમ્મદી (હઝરત મુહમ્મદ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમના અંતિમ નબી હોવામાં) કોઈ ફરક નહીં પડે. (મઆઝલ્લાહ)

## મોલ્વી રશીદ અહમદ ગંગોહી :

મોલ્વી રશીદ અહમદ ગંગોહીનો જન્મ ઈ.સ. ૧૮૩૧ (હિ.સ. ૧૨૪૪) માં અને અવસાન ઈ.સ. ૧૯૧૧ (હિ.સ. ૧૩૨૩) માં થએલું. મોલ્વી રશીદ અહમદ ગંગોહીને વહાબી-તબલીગી જમાતના લોકો પોતાના સર્વમાન્ય પેશ્વા તરીકે સ્વીકારે છે અને તેને **'ઈમામે-રબ્બાની'** ના લકબથી સંબોધિત કરે છે.

મોલ્વી રશીદ અહમદ ગંગોહીએ ઈ.સ. ૧૮૯૬ (હિ.સ. ૧૩૦૮) માં એક ફત્વો એવો આપ્યો કે, **ખુદા ખોટું બોલી શકે છે.** ઉપરાંત મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીએ પોતાની કિતાબ **'યકરોઝી'** માં તથા દારૂલ ઉલૂમ દેવબંદના શયખુલ હદીષ મોલ્વી મહેમૂદ હસન દેવબંદીએ પોતાની કિતાબ **'અલ-જેહદુલ-મિકલ'** માં તથા મોલ્વી ખલીલ અહમદ અંબેઠવીએ પોતાની કિતાબ **'બરાહીને કાતેઆ'** માં ખુદા ખોટું બોલી શકે છે. તેવું મંતવ્ય વ્યક્ત કર્યું છે.

વિશેષમાં મોલ્વી રશીદ અહમદ ગંગોહીના ફતાવા સંગ્રહ નામે **'ફતાવા રશીદીયા'** ના અમૂક કથનો અત્રે રજૂ છે.

◆ યા રસૂલલ્લાહ કહેનારો કાફિર છે.

◆ દરૂદે તાજ પઢનારો મુશ્રિક છે.

◆ 'યા શયખ અબ્દુલ કાદિર શયઅનલિલ્લાહ' પઢનારો મુશ્રિક છે.

◆ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમને ઈલ્મે ગૈબ હતું તેવી માન્યતા રાખનાર મુશ્રિક (ઈસ્લામથી ભ્રષ્ટ) છે.

◆ કબ્રોથી ઈસ્તેજા કરનાર મુશ્રિક છે.

◆ મોહર્રમમાં પાણીની સબીલ બનાવવી, મહોર્રમની મજલિસો પઢવી, મહોરમનું સરબત અને દૂધ વગેરે પીવડાવવું હરામ છે.

## મૌલ્વી અશરફ અલી થાન્વી :

મૌલ્વી અશરફ અલી થાન્વીનો જન્મ ઈ.સ. ૧૮૬૮ (હિ.સ. ૧૨૮૦) માં અને અવસાન ઈ.સ. ૧૯૫૦ (હિ.સ. ૧૩૬૨) માં થએલું. મોલ્વી અશરફઅલી થાન્વીને વહાબી તબલીગી જમાઅતના લોકો **'હકીમુલ-ઉમ્મત'** ના આદરણીય ટાઈટલથી નવાઝવામાં ગર્વ અનૂભવે છે. મોલ્વી અશરફઅલી થાન્વીએ ઈ.સ. ૧૯૦૭ (હિ.સ. ૧૩૧૯) માં **'હિફ્ઝુલ ઈમાન'** નામની કિતાબ લખેલી જેમાં તેમણે લખ્યું કે **'હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમને જે ઈલ્મે ગૈબ હતું તેવું ઈલ્મે ગૈબ તો દરેક સામાન્ય વ્યક્તિ, બાળકો, પાગલો અને જાનવરોને પણ પ્રાપ્ત છે.'**

ઉપરાંત મોલ્વી અશરફ અલી થાન્વીએ પોતાની લખેલી અન્ય કિતાબો **'બહિશ્તી ઝેવર'** અને **'ઈમદાદુલ ફતાવા'** વગેરેમાં લખ્યું છે કે :–

◆ શાદીમાં સેહરો બાંધનારો મુશ્રિક છે.

◆ અલી બખ્શ, હુસૈનબખ્શ, અબ્દુન્નબી નામ રાખનારા મુશ્રિક છે.



◆ કોઈને દૂરથી પુકારનાર મુશ્રિક છે.

◆ કોઈથી મુરાદ માંગનાર મુશ્રિક છે.

◆ કોઈની માનતા માનનાર મુશ્રિક છે.

## મોલ્વી ખલીલ અહમદ અંબેઠવી :

મોલ્વી ખલીલ અહમદ અંબેઠવીનો જન્મ ઈ.સ. ૧૮૫૨ (હિ.સ. ૧૨૬૯) માં તથા અવસાન ઈ.સ. ૧૯૩૫ (હિ.સ. ૧૩૪૭) માં થએલું. મોલ્વી ખલીલ અહમદ અંબેઠવીએ ઈ.સ. ૧૮૯૨ (હિ. ૧૩૦૪)માં 'બરાહીને કાતેઆ' નામે એક કિતાબ લખેલી જેમાં લખ્યું છે કે :–

◆ ખુદા ખોટું બોલી શકે છે.

◆ શૈતાન અને મોતના ફરિશ્તા માટે ઈલ્મે ગૈબનું હોવું કુરઆનથી પુરવાર થાય છે. પણ હઝરત મુહમ્મદ પયગમ્બર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ માટે ઈલ્મે ગૈબ માનવું શિર્ક છે.

# મક્કા અને મદીનાના આલિમોના ફત્વા :

વર્ણનીય મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી, મોલ્વી રશીદ અહમદ ગંગોહી, મોલ્વી કાસિમ નાનોત્વી, મોલ્વી અશરફ અલી થાન્વી, મોલ્વી ખલીલ અહમદ અંબેઠવીની ઉપરોક્ત ધૃણાસ્પદ માન્યતાઓને અંગ્રેજોએ ઘણો જ વેગ આપ્યો. જેના કારણે મુસ્લિમો અકળાઈ ઉઠયા. ઠેર ઠેર શેરી યુધ્ધો, ઘર્ષણો, વિખવાદો, વિવાદો, ચર્ચાઓ, સંઘર્ષો, વાંધાઓ વ્યાપક થયા. ધર્મ

પ્રિય મુસ્લિમોએ આ અંગે મક્કા અને મદીનાના મહાન આલિમોની જનાબમાં ભારતના મહાન આલિમ હઝરત ઈમામ અહમદ રઝા બરૈલ્વી મારફત ફરિયાદ કરી અને આવા અકીદાઓ (માન્યતાઓ) રાખનારાઓ સબંધે સવાલ પૂછયો.

મક્કા અને મદીનાના કુલ તેત્રીસ (૩૩) આલિમોએ મોલ્વી કાસિમ નાનોત્વી, રશીદ અહમદ ગંગોહી, અશરફ અલી થાન્વી અને ખલીલ અહમદ અંબેઠવીને કાફિરનો ફત્વો આપ્યો અને ત્યાં સુધી લખ્યું કે :

**'રશીદ અહમદ ગંગોહી, કાસિમ નાનોત્વી, ખલીલ અહમદ અંબેઠવી અને અશરફ અલી વગેરેના કુફ્રમાં કોઈપણ શંકા નથી, સંશય ને સ્થાન નથી બલ્કે જે તેઓના કુફ્રમાં શંકા ઉત્પન્ન કરે, બલ્કે કોઈપણ રીતે, કોઈપણ હાલતમાં તેઓને કાફિર કહેવામાં ઢીલ કરે, તેના કુફ્રમાં પણ શંકા નથી.'**

(હવાલા માટે જુઓ : **'હુસ્સામુલ હરમૈન અલા મનહરિલ કુફ્રે વલ મચન'** અરબી ફત્વાઓનુ ગુજરાતી અનુવાદ, અનુવાદક અને પ્રકાશક સૈયદ અબ્દુલ કાદિર કાદરી, ગોંડલ પેઈજ નં. ૪૩)

## વહાબી મોલ્વીઓનો મુસ્લિમો દ્વારા બહિષ્કાર

વહાબી નજદી પંથના ઉપરોક્ત ચારેય પેશ્વાઓને મક્કા અને મદીનાના મહાન આલિમોએ કાફિરનો ફત્વો આપતાં પરિસ્થિતિએ નવો જ વળાંક લીધો. ભારતમાં વસતા મુસ્લિમોમાં આદરણીય વ્યક્તિત્વનો ઢોંગ



આચરનારા હવે ઉઘાડા પડી ગયા. ચારેય બાજુથી વહાબી-નજદી પંથીઓ ઉપર લોકોએ ધિક્કાર અને ફિટકારની ઝડીઓ વરસાવી. તેઓનો ધાર્મિક અને સામાજિક બહિષ્કાર થયો. નબીના શત્રુઓ તરીકે તેઓની એક અલગ ઓળખ ઉભી થઈ. અત્યાર સુધી મુસ્લિમોમાં બુઝુર્ગ, આલિમ, સુફી-સંત અને ઈસ્લામના પેશ્વાની હેસિયત ધરાવનારા વહાબી-નજદી પંથના પેશ્વાઓની આબરૂ કાંકરા થઈ ગઈ. દંભનો પડદો ચિરાઈ ગયો, હકીકત સામે આવી ગઈ.

મક્કા અને મદીનાના મહાન આલિમો દ્વારા વહાબી નજદી પંથના પેશ્વાઓને અપાએલા ફત્વાનું સમગ્ર ભારત અને વિશ્વના લગભગ દેશોના આલિમોએ અનુમોદન કર્યું. વહાબી નામથી લોકોને ઘૃણા થવા લાગી. વહાબીઓને લોકોને મોઢું બતાવવામાં પણ શરમ આવવા લાગી.

આવી પરિસ્થિતીમાં ફરી અંગ્રેજો વહાબીઓની વહારે આવ્યા. અંગ્રેજોએ સહકાર આપવાની ખાત્રી આપી અને સાર્થક પણ કરી બતાવી. વહાબીઓની આબરૂ નષ્ટ થયા બાદ જુના નાટકનો નવો તખ્તો ઉભો કરવામાં આવ્યો અને વહાબી જમાતનું નવું નામ કરણ કરવામાં આવ્યું. જે વર્તમાન 'તબલીગ જમાઅત' ના નામે પ્રચલિત થઈ.



# તબ્લીગ જમાઅતની

# સ્થાપના અને હેતૂઓ :

તબલીગ જમાઅતની સ્થાપના **મોલ્વી ઈલ્યાસ કાંધેલ્વી** એ કરેલી. મોલ્વી ઈલ્યાસ કાંધેલ્વી વહાબીઓના પેશ્વા મોલ્વી **રશીદ અહમદ ગંગોહી**ની શિષ્યવૃતિમાં દસ (૧૦) વર્ષની બાળાવસ્થાથી હતો. અને મોલ્વી ઈલ્યાસ કાંધલ્વી મોલ્વી રશીદ અહમદ ગંગોહીનો મુરીદ પણ હતો. મોલ્વી રશીદ અહમદ ગંગોહીના અવસાન બાદ મોલ્વી ઈલ્યાસ કાંધેલ્વી વહાબીઓના એક અન્ય ગુરૂ **મોલ્વી ખલીલ અહમદ અંબેઠવી**નો મુરીદ બની ગયો. મોલ્વી ઈલ્યાસ કાંધેલ્વી પણ કટ્ટર પ્રકારનો વહાબી હતો. પણ તેણે પોતાના અકીદા છુપાવવાનો દંભ કર્યો. અત્યાર સુધીના વહાબી-નજદી પંથના પેશ્વાઓ એ તો ખુલ્લમ ખુલ્લા વહાબીયતનો પ્રચાર કરેલો. ખુલ્લમ ખુલ્લા ઈસ્લામના મહાન પયગમ્બરો, પીરો, બુઝુર્ગોની શાનમાં બે-અદબીઓ લખીને અને બોલીને કરેલી. નબીની મહોબ્બતના જઝબા હેઠળ કરવામાં આવતા નેક અને જાઈઝ કામોને હરામ, બિદઅત, કુફ્ર અને શિર્કના ફતવા આપેલા, પણ મોલ્વી ઈલ્યાસ કાંધેલ્વીએ આખી સિસ્ટમ બદલી નાખી. ખુલ્લમ ખુલ્લા ઝેર ઓકવાને બદલે **કાતિલ-ઝેરને મીઠા-મધમાં** ભેળવીને આપવાની નિતી અપનાવી. કાર્ય હેતુ તે નું તે જ રહ્યું, ફક્ત કાર્ય પધ્ધતિ જ ફેરવી.

અંગ્રેજોની આળપંપાળ અને કુટનિતી હેઠળ આપેલી લુચ્ચી સલાહોને અનૂસરીને તથા વર્તમાન વિસ્ફોટક પરિસ્થિતીમાંથી બોધપાઠ લઈને વહાબી-તબલીગી જમાતે નવા શણગાર સજયા. જાહેરમાં શિર્ક, હરામ, બિદઅતની ચર્ચા કે ઈલ્મે ગૈબ ઈખ્તિયારાતે નબી જેવી વિવાદાસ્પદ ચર્ચાઓ સદંતર



બંધ કરી દીધી. પોતાના ગંદા અકીદાઓ ને ભીતરના ભંડકીયામાં સંગ્રહી દીધા. બલ્કે, આવા ગંદા અકીદાઓ પ્રત્યે નફરત વ્યક્ત કરવા લાગ્યા. પોતાને વહાબી નજદી પંથથી કંઈપણ લાગે વળગે નહીં તેવો ડોળ કર્યો અને લોકોને છેતરવા માટે **'કલ્મા'** અને **'નમાઝ'** ની સ્કીમ લઈ આવ્યા.

ઈસ્લામમાં કલ્મા અને નમાઝનું એટલું મહત્વ છે,કે કોઈ પણ પંથને તેમાં વિવાદ નથી. ઈસ્લામના મૂળભૂત અને પાયાના સિધ્ધાંતોમાં કલ્મા અને નમાઝનો સમાવેશ થાય છે. ઉપરાંત, નમાઝની પાબંદીની ઈસ્લામમાં કડક સૂચનાઓ છે. ત્યાં સુધી કે નમાઝ ન પઢનારો પણ નમાઝની મહત્વતા અને અગ્રતાનો કદીપણ ઈન્કાર નહીં કરી શકે. નમાઝને ઈસ્લામમાં **'અફઝલુલ ઈબાદાત'** એટલે કે તમામ ઈબાદતોમાં ઉચ્ચતાનો દરજ્જો આપવામાં આવ્યો છે. નમાઝ બુરાઈઓથી રોકનારી અને નેકીની પ્રેરણા અર્પનારી ઈબાદત છે. આ બધી વિશિષ્ટતાઓને અનૂલક્ષીને વહાબી નજદી પંથના પેશ્વાઓએ કાર્યપધ્ધતિ તબદીલ કરીને ફક્ત કલ્મા અને નમાઝની ચળવળ આરંભી અને તે ચળવળ વહાબી-નજદી જમાઅતના નામે નહીં બલ્કે તબલીગ જમાઅતના નેજા હેઠળ આરંભી.

સામાન્ય લોકોમાં એવી છાપ ઉભી થઈ કે આ લોકો એટલે કે તબલીગ જમાઅતવાળા તો સીધા સાદા છે. તેઓ ને અને વહાબી પંથને કંઈપણ લાગે વળગે નહીં. કેમકે આ લોકો અકીદા વિષે તો કંઈ કહેતા કે લખતા નથી. ફક્ત કલ્મા અને નમાઝની જ વાત કરે છે. નિઃસ્વાર્થ સેવાઓ કરે છે. લોકોને નેકી તરફ બોલાવે છે, અને બુરા કામોથી રોકે છે. પણ હકીકત તેનાથી ઉલ્ટી છે. કેમ કે તબલીગ જમાઅતનો મૂળ આશય વહાબી-નજદી પંથના અકીદાઓ ફેલાવવાનો છે. પણ ખુલ્લમ ખુલ્લા નહીં. પહેલાં લોકોને કલ્મા અને નમાઝના નામે પ્રભાવિત કરી લેવા. લોકોના મનમાં આપણી

પવિત્રતા, નિખાલસતા, નિઃસ્વાર્થ સેવા અને મઝહબના ખિમતગાર તરીકેની છાપ અંકિત થઈ જાય, પછી ધીરે ધીરે તેઓને પોતાની માયાજાળમાં ફસાવવા. શૂટ એન્ડ સાઈટના બદલે **'સ્લો પોઈઝન'** ની નિતી અપનાવો. એક વખત લોકો આપણી જાળમાં ફસાયા પછી આપણે તેઓને અંદરથી કટ્ટર વહાબી અને બહારથી પાકો નમાઝી બનાવી દેશું.

તબલીગ જમાઅતની ઉપરોક્ત પોલીસીથી મોટા ભાગનાં લોકો અજાણ છે. તબલીગ જમાઅતની દંભી-જાળમાં ફસાએલી વ્યક્તિ સમક્ષ પણ જો આ વાત કરવામાં આવશે, તો તે માનવા તૈયાર નહીં થાય. માટે તબલીગ જમાઅતના સ્થાપક મોલ્વી ઈલ્યાસ કાંધેલ્વીના જીવન ચરિત્ર ઉપર આલેખાયેલી કિતાબોના આધારભૂત હવાલાઓ અત્રે રજૂ છે.

**હવાલો :**

**'એક મરતબા અપને અઝીઝ મોલ્વી ઝહીરૂલ હસન સાહબ (એમ. એ. અલીગઢ) સે ફરમાયા જો એક વસીઉન્નઝર આલિમ હંય :**

**ઝહીરૂલ હસન ! મેરા મુદ્દઆ કોઈ પાતા નહીં. લોગ સમજતે હૈં કે યે તેહરીકે સલાત હૈં. મૈં કસમ સે કેહતા હૂં કે યે હરગીઝ તેહરીકે સલાત નહીં. એક રોઝ બડી હસરત સે ફરમાયા : 'મિયાં ઝહીરૂલ હસન ! એક નઈ કૌમ મૈદા કરની હૈં.'**

(હવાલા માટે જુઓ : **મૌલાના ઈલ્યાસ ઔર ઉન્કી દીની દા'વત'** સંપાદક : મોલ્વી સૈયદ અબૂલ હસન અલી નદવી, પ્રકાશન ઈદારા ઈશાઅતે દીનીયાત, નઈ દેહલી, પેઈજ નં. ૨૩૪)

—:: ગુજરાતી અનુવાદ ::—

**'એક વખત પોતાના સ્નેહી મોલ્વી ઝહીરૂ હસન સાહેબ (એમ. એ. અલીગઢ) થી ફરમાવ્યું કે જે એક દીર્ઘ દ્રષ્ટિ આલિમ છે :**



**ઝહીરૂલ હસન ! મારો ધ્યેય કોઈ પામી શકતું નથી. લોકો સમજે છે કે આ નમાઝની ચળવળ છે. હૂં સોગંદપૂર્વક કહૂં છું કે આ નમાઝની ચળવળ હરગીઝ નથી. એક દિવસ મોટી આશા થી કહ્યું કે મિયાં ઝહીરૂલ હસન ! એક નવી કૌમ પેદા કરવી છે.'**

જરા વિચારો ! લોકો તબલીગ જમાઅત વિષે એવા ભ્રમમાં છે કે તબલીગ જમાઅતની ચળવળનો આશય નમાઝનો પ્રચાર છે, પણ તબલીગ જમાઅતના સ્થાપક સ્વયં સોગંદ ઉપર કહી રહ્યા છે, કે આ નમાઝની ચળવળ નથી. તો જયારે આ નમાઝની ચળવળ નથી તો શું છે ?

તેનો ઉત્તર પણ તબલીગ જમાઅતના સ્થાપક મોલ્વી ઈલ્યાસ કાંધલ્વી આપતાં કહે છે કે :

**'એક નવી કૌમ પેદા કરવી છે'**

હવે પ્રશ્ન એ છે કે 'નવી કૌમ' થી શું મુરાદ છે ? આ પણ એક મહત્વનો અને જટીલ પ્રશ્ન છે. સૈયદ, શયખ, મોગલ, પઠાણ, મેમણ, ખત્રી, મલેક, પીંજારા, ફકીર, બાબી, સિપાઈ, જુલાયા, મીર, સંઘી, પટણી તુર્ક વગેરે અલગ અલગ જ્ઞાતીના લોકો ઈસ્લામનો કલમો પઢવાના કારણે એક જ કૌમ એટલે કે 'કૌમે મુસ્લિમ' માં જ સમાવિષ્ટ થઈ જાય છે. હિન્દુ, મુશ્રિક, શીખ, ઈસાઈ, યહૂદી વગેરે બાતિલ બઝહબની સામે **'મઝહબે ઈસ્લામ'** ના માનનારા અસ્તિત્વમાં છે પછી હવે કઈ નવી કૌમની જરૂરત છે ? તેનો ખુલાસો પણ તબલીગ જમાઅતના સ્થાપક મોલ્વી ઈલ્યાસ કાંધેલ્વી થી સાંભળો :

**હવાલો :**

**'એક મરતબા ફરમાયા : હઝરત મૌલાના થાન્વીને બહોત બડા કામ અંજામ દિયા હય. બસ મેરા દિલ યે ચાહતા હય કે તા'લીમ તો**

**ઉન્કી હો ઔર તરીકએ તબલીગ મેરા હો કે ઈસ તરહ ઉનકી તા'લીમ આમ હો જાએગી.**

(હવાલા માટે જુઓ : **મલ્ફૂઝાત મૌલાના ઈલ્યાસ**, સંપાદક : મૌલ્વી મન્ઝૂર નોઅમાની, પ્રકાશક : કુતુબખાના 'અલ-ફૂરકાન' કચેરી રોડ, લખનૌ. (યુ.પી.) પેઈજ નં. ૫૭, આવૃત્તિ છઠ્ઠી)

—:: ગુજરાતી અનુવાદ ::—

**'એક વખત ફરમાવ્યું કે હઝરત મૌલાના થાન્વીએ બહુ જ મોટું કામ અંજામ આપ્યું છે. બસ, મારૂં મન એવું ચાહે છે કે શિક્ષણ તો મૌલાના થાન્વીનું હોય અને તબલીગ (પ્રચાર) પધ્ધતિ મારી હોય કે જેથી તેઓનું શિક્ષણ વ્યાપક થઈ જશે.''**

જુઓ, થાન્વી સાહેબ ના શિક્ષણને ફેલાવવા માટે તબલીગ જમાઅતના સ્થાપક કેટલા ઉત્સુક અને ઉત્સાહી છે અને તે શિક્ષણને ફેલાવવા માટે જ તબલીગ જમાઅતની પધ્ધતિ અમલમાં મૂકવામાં આવી છે. કલ્મા અને નમાઝના પ્રચારની પધ્ધતિ વહાબી-નજદી અકીદાઓ ફેલાવવા માટે જ અપનાવવામાં આવી છે. થાન્વી સાહેબની તા'લીમ શું છે ? તેની ધૂંધળી ઝલક તો આગલા પૃષ્ઠોમાં વર્ણવી દીધી છે.

વિશેષમાં તબલીગ જમાઅતના સ્થાપક મોલ્વી ઈલ્યાસ કાંધલ્વીને પ્રારંભથી જ વહાબીયતનો રંગ ચઢી ગએલો. દસ (૧૦) વર્ષની વયથી જ વહાબીઓના પેશ્વા મોલ્વી રશીદ અહમદ ગંગોહીની શિષ્યવૃતિ પ્રાપ્ત થઈ, તેમનાથી મુરીદ થયા, તેઓના અવસાન પછી મોલ્વી ખલીલ અહમદ અંબેઠવીથી મુરીદ થયા અને ત્યારબાદ દીની તાલીમ લેવા માટે વહાબીયોના ભારત ખાતેના મુખ્ય કેન્દ્ર 'દારૂલ ઉલૂમ દેવબંદ' માં મોલ્વી મેહમૂદુલ હસન દેવબંદી પાસે પહોંચી ગયા.



**હવાલો :**

**હિ.સ. ૧૩૨૬ મેં આપ શયખુલ હિન્દ મૌલાના મેહમૂદ હસન સાહબ કે હલ્ક-એ-દર્સ મેં શિરકત કે લિયે દેવબંદ તશરીફ લે ગએ. ઔર તિર્મિઝી ઔર બુખારી શરીફ કી સમાઅત કી'**

(હવાલા માટે જુઓ : **'મૌલાના ઈલ્યાસ ઔર ઉનકી દીની દા'વત'** લેખક : મોલ્વી સૈયદ અબૂલ હસન અલીનદવી, પ્રકાશક : ઈદારા ઈશાઅતે દીનીયાત, નઈ દિલ્હી, પેઈજ નં. ૫૮)

—:: ગુજરાતી અનુવાદ ::—

'હિ.સ. ૧૩૨૬ માં આપ શયખુલ હિન્દ મોલાના મેહમૂદ હસન સાહેબના વર્ગમાં જોડાવવા માટે દેવબંદ તશરીફ લઈ ગયા અને તિર્મિઝી તથા બુખારી શરીફ સાંભળી.'

મોલ્વી મેહમૂદ હસન દેવબંદી કે જેઓ દારૂલ ઉલૂમ દેવબંદના શયખુલ હદીષ હતા. તેઓને વહાબી-તબલીગી જમાઅતના લોકો 'શયખુલ-હિન્દ' ના માનવંતા ખિતાબ થી યાદ કરે છે. વર્ણનીય મોલ્વી મેહમૂદ હસન દેવબંદીએ 'જેહદુલ-મિકલ' નામે કિતાબ લખેલી તેમાં લખેલું કે **'ખુદા ખોટું બોલી શકે છે.'**

તબલીગ જમાઅતના સ્થાપક મોલ્વી ઈલ્યાસ કાંધેલ્વી ની વહાબીયતને ઉઘાડી પાડતી અન્ય એક સાબિતી અત્રે રજૂ છે.

**હવાલો :**

**'ઈસ અર્સે મેં દૂસરે મશાઈખ ઔર મૌલાના ગંગોહી કે દૂસરે ખુલફા સે અકીદતમંદી ઔર સોહબત વ ઈસ્તેફાદા કા તઅલ્લુક બરાબર**

**કાઈમ રહા. શાહ અબ્દુર્રહીમ સાહબ રાએપૂરી, મૌલાના મહેમૂદ હસન સાહબ દેવબંદી ઔર મૌલાના અશરફઅલી થાન્વી સે ઐસા તઅલ્લુક થા, કે ફરમાતે થે, યે હઝરાત મેરે જિસ્મો-જાન મેં બસે હૂએ થે ઔર ઈન હઝરાત કો ભી મૌલાના કી ઈમ્તિયાઝી ખુસૂસિયત કી વજહસે ખુસૂસી મહોબ્બત ઔર લિહાઝ થા.''**

(હવાલા માટે જુઓ **'મૌલાના ઈલ્યાસ ઔર ઉનકી દીની દા'વત'** લેખક મૌલવી સૈયદ અબૂલહસનઅલી નદવી, પ્રકાશક : ઈદારા ઈશાઅતે દીનીયાત, નઈ દિલ્હી, પેઈજ નં. ૫૯)

—:: ગુજરાતી અનુવાદ ::—

'તે સમય દરમિયાન અન્ય શૈખો અને મૌલાના ગંગોહીના અન્ય ખલીફાઓ સાથે આદરભાવ, સત્સંગ અને જ્ઞાન પ્રાપ્તિનો નાતો બરાબર જળવાઈ રહ્યો. શાહ અ. રહીમ સાહેબ રાયપૂરી, મૌલાના મેહમૂદ હસન સાહેબ દેવબંદી અને મૌલાના અશરફઅલી થાન્વી થી એવા સબંધો હતા કે ફરમાવે છે કે આ મહાનુભાવો મારા શરીર અને આત્મામાં વસી ગએલા હતા અને તે મહાનુભાવોને પણ મૌલાનાની અસાધારણ લાયકાતોના કારણે અસાધારણ પ્રેમ અને આદર હતો.'

ટૂંકમાં, તબલીગ જમાઅતના સ્થાપક મોલ્વી ઈલ્યાસ કાંધેલ્વીની પ્રેરણામૂર્તિ રૂપે જે લોકો હતા તેઓની નામાવલી નીચે મુજબ છે.

- ◆ મોલ્વી રશીદ અહમદ ગંગોહી
- ◆ મોલ્વી ખલીલ અહમદ અંબેઠવી
- ◆ મોલ્વી અશરફ અલી થાન્વી
- ◆ મોલ્વી મેહમૂદ હસન દેવબંદી



- ◆ મોલ્વી અ. રહીમ રાયપૂરી
- ◆ મોલ્વી રશીદ અહમદ ગંગોહીના અન્ય ખલીફાઓ.

ઉપરોક્ત વર્ણનીય લોકો વહાબી-નજદી પંથના પેશ્વાઓ, પ્રખર સમર્થકો, પ્રચારકો અને ગુરૂઓ હતા. તેઓની પાસેથી ગંદા વારસા રૂપે તબલીગ જમાઅતના સ્થાપક મોલ્વી ઈલ્યાસ કાંધેલ્વી એ બાતિલ-અકીદાઓ મેળવ્યા. તે બાતીલ અકીદાઓને અંગ્રેજોની આર્થિક સહાય અને સલાહ સૂચનોથી નમાઝ અને કલ્માના શિક્ષણની ચળવળના નામે ખાનગી રાહે પ્રચલિત કર્યા અને અજ્ઞાન તથા ભોળા મુસ્લિમોના ઈમાનની દૌલતને ધોળા દિવસે લૂંટી લીધી. આ કામગિરી તબલીગ જમાઅતના સ્થાપકે અંગ્રેજોના વફાદાર ગુલામની હેસિયતથી અંજામ આપેલી.

વહાબી-નજદી પંથના લોકોએ અખંડ ભારતને કાયમી ધોરણે અંગ્રેજોની ગુલામી હેઠળ રાખવા માટેના પ્રયાસમાં પણ કશી પાછી પાની કરી નથી. જેની ચોંકાવનારી અને સિલસિલા બંધ હકીકત અત્રે રજૂ કરી રહ્યો છું.

## વહાબીઓ અને અંગ્રેજોના મીઠા સબંધો

ઈ.સ. ૧૭૫૭ ના પ્લાસીના યુદ્ધ પછી અંગ્રેજો બહુ જ સાવધાન બની ચૂકયા હતા. અંગ્રેજોને ભારતમાં વસતા લોકો પૈકીના મુસ્લિમોથી વધુ ભય હતો. કેમ કે ભારત ઉપર ઈ.સ. ૧૨૦૬ સુલતાન કુતબુદ્દીન ઐબકના સમયથી મુસ્લિમો શાસન કરતા હતા. ઈ.સ. ૧૨૦૬ થી ઈ.સ. ૧૮૩૭ બહાદુરશાહ ઝફરના શાસનના આરંભિક કાળ સુધી ગુલામ વંશ, ખિલજી વંશ, તઘલખવંશ, સૈયદવંશ, લોદી વંશ અને મુગલ વંશના મુસ્લિમ શાસકોએ અખંડ ભારત પર શાસન કરેલું. અંગ્રેજોએ અખંડ ભારતમાં

પગદંડો જમાવીને ધીરે ધીરે શાસનની ધૂરા પોતાના હાથમાં લીધેલી અને મુસ્લિમ શાસકોને અજ્ઞાતવાસમાં રાખી દીધેલા, જેથી અંગ્રેજોને સૌથી વધુ ભય ભારતના મુસ્લિમોથી હતો. અંગ્રેજો સારી પેઠે જાણતા હતા, કે અંગ્રેજી સામ્રાજય સામે જયારે પણ બળવો થશે, ત્યારે મુસ્લિમો મુખ્ય ભૂમિકામાં જ હશે. પોતાની દીર્ઘ દ્રષ્ટિ દ્વારા ભાખેલા ભાવી ભયને સંપૂર્ણ બળથી ત્રાટકતો અટકાવવા અંગ્રેજોએ પ્રારંભિક તકેદારીના પગલાં રૂપે મુસ્લિમોની એકતા અને સંગઠનને છિન્ન ભિન્ન કરી નાખવાનું ષડયંત્ર રચ્યું.

અંગ્રેજો તે હકીકતને પણ સારી રીતે જાણતા હતા, બલ્કે ભૂતકાળના અનૂભવોમાંથી એ વાતને તેમણે એક અગત્યના બોધપાઠ રૂપે સ્વીકારેલી કે, જો મુસ્લિમો એક વખત સંગઠિત થઈને જંગે ચડી ગયા, તો તેઓને અવરોધવા અતિ-કઠીન છે. ઈતિહાસના પૃષ્ઠો એ વાતની મુક સાક્ષી આપી રહ્યા છે, કે ઈશ્કે-રસૂલના જઝબા સાથે જંગે ચડેલા મુઠ્ઠીભર અને હથીયાર વિહાણા ઈસ્લામના મુજાહિદોએ વિશાળ સંખ્યાબળ ધરાવનાર લશ્કરને ધૂળ ચાટતા કરી દીધા છે. માટે મુસ્લિમોને કદી સંગઠિત ન થવા દેવા જોઈએ.

મુસ્લિમોની એક વિશિષ્ટતા પણ અંગ્રેજોએ ઊંડા અભ્યાસ અને સંશોધનના પરિણામ રૂપે જાણી લીધી હતી કે મુસ્લિમો મઝહબના નામે શહીદ થઈ જવામાં પલભરનો પણ વિલંબ કરતા નથી. માટે મુસ્લિમોને નબળા પાડવા માટે મઝહબનો આશરો લેવો. મઝહબના નામે મુસ્લિમોની અંદર કુ:સંપ પેદા કરી, ઝઘડા કરાવી તેઓની એકતાને તોડી નાખવી. જો આ પ્લાન સફળ થઈ જાય, તો મુસ્લિમો આંતરવિગ્રહમાં એટલી હદે ગુંચવાઈ જશે કે અખંડ ભારતમાં ફરી શાસન સ્થાપિત કરવાની કલ્પના સુધ્ધાં પણ નહીં કરી શકે. પરિણામે ભારતના મુસ્લિમો અને અન્ય ધર્મના



લોકોના સંગાથે ભળી બ્રિટીશ સામ્રાજયની વિરૂધ્ધ બળવાની ચળવળ નહીં કરી શકે. જેથી અંગ્રેજોએ અખંડ ભારતને સદાયને માટે પોતાની ગુલામીની ઝંજીરોમાં જકડી રાખવા વહાબી-તબલીગી પંથના મુલ્લાઓને ખરીદી લીધા અને ભારતમાં વહાબી-નજદી પંથની પ્રવૃત્તિઓને વેગવંતી બનાવી, જેની સંક્ષિપ્ત માહિતી આગળના પૃષ્ઠોમાં આપી છે.

વહાબી તબલીગી જમાઅતની ઈસ્લામ વિરૂધ્ધની માન્યતાઓ અને પ્રવૃત્તિઓ શરૂ શરૂમાં ભારતના મુસ્લિમોએ સ્વીકારી નહીં. પણ તે પ્રવૃત્તિઓનો દોરી સંચાર પરદા પાછળ રહીને અંગ્રેજોએ કર્યો. વહાબી-તબલીગી પંથના મુલ્લાઓને આર્થિક, રાજકીય, સામાજિક અને શૈક્ષણિક સહાયો આપી. તેનાથી ઉલ્ટું વહાબી ચળવળનો વિરોધ કરનાર એહલે સુન્નત વ જમાઅતના મહાન આલિમો અને તેઓના અનુયાયીઓને દરેક ક્ષેત્રે કચડી નાખ્યા.

ઉપરોક્ત બાબતોને સારી રીતે સમજવા માટે ઈતિહાસના પૃષ્ઠો ફંફોળવા જરૂરી છે. આ જરૂરી કામગીરી યથાશક્તિ અદા કરવાના પ્રયત્ન રૂપે વહાબી-તબલીગી વિચારસરણી ધરાવનારા લેખકો દ્વારા આલેખાએલી કિતાબો તથા બિન પક્ષપાતી લેખકોની કિતાબોના હવાલા અત્રે રજુ કરું છું.

## સુન્ની (બિન તબલીગ) આલિમોનો અંગ્રેજો વિરૂધ્ધ જેહાદનો ફત્વો

ઈ.સ. ૧૮૫૭ નો બળવો ભારતના ઈતિહાસની એક મહત્વપૂર્ણ ઘટના તરીકે આલેખાએલ છે. આ બળવો ભારતના મુસ્લિમો અને હિંદુઓ એ ખંભે થી ખંભા મિલાવીને ઝાલિમ અંગ્રેજ હુકૂમત સામે કરેલો. જેનો પાયો નાખવાનો યશ ભારતના બિન-તબલીગ સુન્ની મુસ્લિમોના સરતાજ

આલિમ, તર્ક અને ફિલોસોફીના મહાજ્ઞાની, અલ્લામા ફઝલે હક ખયરાબાદી (રહેમતુલ્લાહે તઆલા અલૈહે) ના શીરે છે.

અહીં સંક્ષિપ્તમાં ભારતની આઝાદીના મહાન લડવૈયા અને મૂખ્ય હીરો **હઝરત અલ્લામા ફઝલે હક ખયરાબાદી**ના જીવનના મૂખ્ય અંશો રજૂ કરૂં છું.

**જન્મ** : આપનો જન્મ ઈ.સ. ૧૭૯૭ મુજબ હિ.સ. ૧૨૧૨ માં થએલો.

**શિક્ષણ** : આપે હઝરત શાહ અબ્દુલ કાદિર મોહદ્દિષે દહેલ્વી અને હઝરત શાહ અબ્દુલ અઝીઝ મોહદ્દિષે દહેલ્વી રદીઅલ્લાહો અન્હૂમા પાસેથી તા'લીમ લીધેલી.

## શિક્ષણની પરિપૂર્ણતા :

આપે ઈ.સ. ૧૮૦૯ (હિ.સ. ૧૨૨૫) માં ફક્ત ૧૩ વર્ષની નાની વયમાં આલિમ ફાઝિલની ડીગ્રી મેળવી લીધેલી. ઉપરાંત ફક્ત પાંચ માસના નજીવા સમયમાં કુરઆન હિફ્ઝ (કંઠસ્થ) કરી લીધેલું. આપે ભર યુવાનીની વય સુધી પહોંચવા સુધીમાં તો ઈલ્મના મહાન શિખરો સર કરી લીધા. મન્તિક (તર્ક) અને ફલસફા (ફિલોસોફી) ના વિષય માં આપ પોતાના સમયના ઈમામ (ઓથર) ની હેસિયત ધરાવતા હતા.

## સરકારી હોદ્દાઓ :

૧૮૫૭ ના આઝાદીના બળવામાં શામિલ થવા પૂર્વે આપ મોટા મોટા સરકારી અને રાજકીય હોદ્દાઓ ઉપર નિમણુંક થએલા.

- સૌ પ્રથમ આપ દિલ્હી રેઝીડન્ટના શિરસ્તેદાર (એકાઉન્ટન્ટ જનરલ) બન્યા. પછી આપે રાજીનામું આપી પદ ત્યાગ કર્યો.



- ત્યાર બાદ ઝિન્જરના નવાબ ફયઝ મુહમ્મદખાં ને ત્યાં રાજ કારભારના સલાહકાર રૂપે માસિક રૂા. ૫૦૦/- ના પગારથી નિયુક્ત થયા.
- ત્યાંથી અલ્વરના મહારાજાના સલાહકાર તરીકે નિમાયા.
- ત્યાંથી સહારનપુરના નવાબને ત્યાં રહ્યા.
- સહારનપૂરથી આપ રામપૂરના નવાબ યૂસુફઅલીના કાનૂની સલાહકાર રૂપે ૮ વર્ષ રહ્યા.
- **છેવટે લખનૌના સદરૂસ્સુદૂર (ચીફ જસ્ટીસ) તરીકે નિમાયા.** તે વખતે અવધમાં નવાબ વાજીદ અલીની હુકૂમત હતી.
- ત્યાંથી આપ ઈ.સ. ૧૮૫૬ માં અલ્વરના મહારાજા પાસે આવી ગયા. કેમ કે આપ અવધના નવાબ વાજીદ અલીની રંગીન તબીયતની ચેષ્ટાઓથી તંગ આવી ગએલા.

## ઈ.સ. ૧૮૫૭ ના બળવાની તૈયારી :

- ઈ.સ. ૧૮૫૭ ના ઓગષ્ટ મહિનામાં બળવાની ચળવળ ને બળવંત બનાવવા આપ અલ્વરથી પ્રચાર કરતા કરતા દિલ્હી પહોંચ્યા.
- દિલ્હીમાં અંગ્રેજી સામ્રાજયની વિરૂધ્ધ બંડ પોકારવા આપે વિશાળ સંખ્યામાં આઝાદીના લડવૈયાઓને એકઠા કર્યા અને તેઓને બળવા માટે પ્રોત્સાહિત કર્યા.
- આપે દિલ્હીની જામેઅ મસ્જિદમાં જુમ્આના દિવસે વિશાળ સમુદાયમાં ઉપસ્થિત લોકો સમક્ષ અંગ્રેજો વિરૂધ્ધ તકરીર કરી (ભાષણ કર્યું) અને ભાથાના અંતિમ બાણ રૂપે આપે અંગ્રેજોની વિરૂધ્ધ **'જેહાદ'** નો ફત્વો આપ્યો અને બળવાની અગ્નિ પ્રજવ્વલ કરી.

◆ અંગ્રેજોની વિરૂધ્ધ આપે **'જેહાદ'** નો જે ઐતિહાસિક ફત્વો આપેલો તેના અનૂમોદન રૂપે ભારતના જે મહાન સુન્ની (બિન તબલીગ) આલીમોએ સહીઓ કરેલી તેમાં (૧) મુફતી સદરૂદીન આઝુરદા (૨) મૌલાના અબ્દુલ કાદિર બદાયૂની (૩) કાઝી ફયઝુલ્લાહ કાશ્મીરી (૪) મૌલાના ફઝલે રસૂલ બદાયૂની (૫) મુફતી ઈનાયત અહમદ કાકોરવી (૬) મૌલાના મુફતી મઝહર કરીમ દરિયાબાદી (૭) મૌલાના ફયઝ અહમદ બદાયૂની (૮) મુફતી લુત્ફુલ્લાહ અલીગઢી (૯) મૌલાના હિદાયતુલ્લાહખાં રામપૂરી વગેરે એ સહીઓ કરીને મુસ્લિમોને અંગ્રેજો વિરૂધ્ધ બળવો કરવા ઝનૂન પૂર્વક ઉશ્કેર્યા.

**ધરપકડ, કેસ :**

૧૯, સપ્ટેમ્બર ૧૮૫૭ ના દિવસે ગદ્દારોની ગદ્દારીના કારણે બળવો નિષ્ફળ બની, શાંત પડયો. અત્યાચારી અંગ્રેજોએ બળવામાં ભાગ લેનારા **'મુજાહિદો'** નું લીસ્ટ બનાવી, તેઓની ધરપકડો શરૂ કરી. હઝરત અલ્લામા ફઝલે હક અંગ્રેજોની લીસ્ટમાં **'મોસ્ટ વોન્ટેડ'** હતા. આપ ફરાર અને ભૂગર્ભમાં રહ્યા પણ એક ગદ્દારની બાતમીના કારણે આપ ઈ.સ. ૧૮૫૯ માં 'સીતાપૂર' માંથી પકડી લેવામાં આવ્યા. લખનૌની કોર્ટમાં આપની વિરૂદ્ધ ખટલો ચલાવવામાં આવ્યો. આપનો કેસ જે જજની કોર્ટમાં ચાલતો હતો, તે જજે અગાઉ અલ્લામા ના જુનીયર તરીકે કામ કરેલું. એટલે તે જજને આપના પ્રત્યે કુણી લાગણી અને હમદર્દી હતી. તે જજ કાયદાની મર્યાદામાં રહીને આપની તરફેણ કરવા ઈચ્છુક અને ઉત્સુક હતો. તે જજે અલ્લામાને ફત્વાથી ઈન્કાર કરવાની પરિસ્થિતીમાં નિર્દોષ ઠરાવવાની તૈયારી બતાવી, પણ...

કુરબાન થાઓ, **ભારતની આઝાદીના તે મહાન અને નિડર લડવૈયા**



પર કે તેમણે ભારતના નાગરિકોને માતૃભૂમિની પ્રતિષ્ઠતા માટે ફના થઈ જવાની પ્રેરણા આપી અને ખીચોખીચ ભરેલી કોર્ટમાં સિંહ ગર્જના કરતાં ફરમાવ્યું કે **'તે ફત્વો સત્ય છે. મેં જ તે ફત્વો આપ્યો છે અને આજે પણ મારૂં મંતવ્ય તે ફત્વા મુજબ જ છે.'** જજે આપને આ કબૂલાત કરવાથી અટકાવવાની ચેષ્ટા પણ કરી, પણ આપ હિમાલય પર્વતની જેમ અડગ રહ્યા અને અંગ્રેજો વિરૂધ્ધ આપેલા ફત્વાને પાછો ખેંચવો કે તે ફત્વા માટે પસ્તાવો વ્યક્ત કરવાનો ઈન્કાર કર્યો.

**ચુકાદો / સજા :**

આપે અંગ્રેજોની વિરૂદ્ધ **'જેહાદ'** ના આપેલા ફત્વાનો સ્વયં એ એકરાર કર્યો જેથી કોર્ટે આપને અંદામાન નિકોબાર **(કાળાપાણી)** માં **જન્મટીપ** તથા આપની તમામ મિલ્કતો જપ્ત કરવાની સજા ફટકારી.

**બંદીવાન સમય અને ઈન્તેકાલ :**

કોર્ટના ચુકાદા બાદ આપને પાકા કેદી તરીકે **આંદામાન નિકોબાર** ટાપુની જેલમાં મોકલી દેવામાં આવ્યા. ત્યાંની ઝેરીલી આબોહવાના કારણે આપ સખ્ત બિમારી પડી ગયા. ૧, વર્ષ, ૯ મહીના અને ૧૯ દિવસની કારાવાસની યાતનાઓ ભોગવી. ૨૦ ઑગષ્ટ ૧૮૬૧ પ્રમાણે ૧૨ સફર, હિ.સ. ૧૨૭૮ ના દિવસે જેલમાં આપનો ઈન્તેકાલ થયો.

**મિલ્કતની જપ્તી :**

આપ ધનાઢ્ય કુટુંબના નબીરા હતા. પૂર્વજોની લાખોની મિલ્કતો આપની પાસે હતી. તે બધી મિલ્કતો અંગ્રેજોએ જપ્ત કરી લીધી. જેમાં અનેક મકાનો, ખેતીની જમીનો ઉપરાંત ખૈયરાબાદ ખાતેનો આલીશાન મહેલ, દીવાનખાનું, જીયનપુરગામ, નંદુપુરાગામ, પણ જપ્ત થયા. લાખો રૂપીયાની આપની અંગત લાયબ્રેરી પણ જપ્ત કરી લેવામાં આવી.

## બ્રિટીશ અત્યાચારોનો ભોગ બનનારા અન્ય સુન્ની આલિમો :

**અલ્લામા ફઝલે હક ખૈરાબાદી** રદીઅલ્લાહો તઆલા અન્હોના 'જેહાદના ફત્વા' નું અનૂમોદન કરનારા તથા અંગ્રેજોની વિરુધ્ધ બળવો કરનારા અન્ય સુન્ની આલિમો પણ અલ્લામાની જેમ અંગ્રજી હકુમતના અત્યાચારનો ભોગ બનેલા. જેની સંક્ષિપ્ત માહિતી નીચે મુજબ છે.

### હઝરત મૌલાના મુફતી સદરૂદ્દીન 'આઝુર્દા' :

આપ દિલ્હીના 'સદરૂસ્સુદૂર' (ચીફ જજ) નો ઉચ્ચ હોદ્દો ધરાવતા હતા. આપનો જન્મ ઈ.સ. ૧૭૯૨ માં દિલ્હીમાં થએલો. આપ શાહ અબ્દુલ કાદિર મોહદ્દિષે દહેલ્વી ના શાગિર્દ અને પ્રખર સુન્ની (બિન તબલીગ) આલિમ હતા. અંગ્રેજોની વિરૂદ્ધ અપાએલા 'જેહાદના ફત્વા' માં સહી કરવાના આરોપ હેઠળ આપની સમગ્ર મિલ્કત અને અંગત વિશાળ લાયબ્રેરી જપ્ત થએલી.

### હઝરત મૌલાના મુફતી ઈનાયત અહમદ કાકોરવી :

ઈ.સ. ૧૮૫૭ના બળવામાં આપે અગત્યની ભૂમિકા ભજવેલી. બળવાના મુખ્ય કેન્દ્ર બરૈલી શહેરમાં આપે અંગ્રેજોને સારી પેઠે હંફાવેલા. બળવાના અપરાધ બદલ આપની ધરપકડ કરી કેસ ચલાવવામાં આવ્યો અને ઈ.સ. ૧૮૫૮ માં આંદામાન-નિકોબાર ટાપુમાં જન્મ ટીપની સજા ભોગવવા મોકલી આપવામાં આવ્યા.

### હઝરત મૌલાના કિફાયત અલી 'કાફી' શહીદ :

આપ બિજનૌરના વતની હતા. આપ ૧૮૫૭ પૂર્વે આગ્રા



(અકબરાબાદ)માં સ્થાયી હતા. આપે પણ સ્વતંત્ર પણે અંગ્રેજોની વિરૂદ્ધ 'જેહાદ નો ફત્વો' આપેલો. બરૈલી અને મુરાદાબાદ વિસ્તારના લોકોને અંગ્રેજો વિરૂદ્ધ બળવો કરવા એકત્રિત કર્યા. મુરાદાબાદમાંથી અંગ્રજ શાસકોને ભગાડી મુરાદાબાદ શહેરનો કબજો લઈ લીધો. બળવો શાંત થયા બાદ અંગ્રેજો દ્વારા સામુહિક ધરપકડોનો દોર શરૂ થયો. બાતમીના કારણે આપ પણ પકડાઈ ગયા. કોર્ટમાં કેસ ચાલ્યો. **ઝાલિમ અંગ્રેજોએ આપને ફાંસીની સજા ફટકારી.** મુરાદાબાદ શહેરના વચોવચ આપને અંગ્રેજોએ જાહેરમાં ફાંસી આપી.

આપ સાચા આશિકે રસૂલ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ અને મહાન શાઈર હતા. 'કાફી' તખલ્લુસ (ઉપનામ) થી આપ શાએરી લખતા હતા. એહલે સુન્નત વ જમાઅતના ઈમામ, આ'લા હઝરત ઈમામ અહમદરઝા ફાઝિલે બરૈલ્વી રદીઅલ્લાહો તઆલા અન્હો આપના પ્રસંશક અને આપની શાએરીથી અતિ-પ્રભાવિત હતા. આપના વિષે આ'લા હઝરત ફરમાવે છે કે :

**'કાફી' સુલ્તાને નઅત ગોયાં હૈં 'રઝા',**
**ઈન્શાઅલ્લાહ, મૈં વઝીરે આ'ઝમ.**

(હદાઈકે બખ્શીશ ભાગ-૩)

ઉપરોક્ત શેઅરમાં ઈમામ અહમદ 'રઝા' નઅત કહેનારાઓના 'સુલ્તાન' ના ખિતાબથી હઝરત મૌલાના કિફાયત અલી 'કાફી' શહીદ ને નવાઝી રહ્યા છે અને સ્વયંને વઝીર તરીકે વર્ણવી રહ્યા છે.

### હઝરત મૌલાના ફયઝ અહમદ બદાયૂની :

આપનો જન્મ ઈ.સ. ૧૮૧૧ માં થએલો. આપ પોતાના સમયના મહાન આલિમ હતા. ૧૮૫૭ ના બળવા વખતે **રોહેલખંડ** વાસીઓને

મોટી સંખયામાં પોતાની સાથે લઈને દિલ્હી પહોંચી ગએલા. અલ્લામા ફઝલે હક ખૈયરાબાદી એ અંગ્રેજોની વિરૂદ્ધ આપેલા **'જેહાદના ફત્વા'** માં આપે પણ સહી કરેલી. દિલ્હી આસપાસના વિસ્તારમાં આપે અંગ્રેજોને સારી પેઠે હંફાવેલા. બળવો શાંત થયા પછી અંગ્રેજોની વોન્ટેડ લીસ્ટમાં આપનું પણ નામ શામિલ હતું. અંગ્રેજોના હાથે પકડાઈ જઈ ઝુલ્મો-સિતમ ની ભોગ ન બનવું પડે, એટલા માટે આપ સતત વોન્ટેડ જ રહ્યા. આપને ઝડપી લેવા અંગ્રેજોએ સતત દોડધામ કરી, પણ આપ છેવટ સુધી હાથ આવ્યા નહીં. નાસભાગમાં આપ કયાં ચાલ્યા ગયા અને આપનું શું થયું, તેની માહિતી આજ સુધી મળી નથી.

### હઝરત મૌલાના કાફી ફયઝુલ્લાહ કાશમીરી :

અલ્લામા ફઝલે હક ખયરાબાદીએ અંગ્રેજોની વિરૂદ્ધ આપેલા જેહાદના ફત્વા માં સહી કરવાના અપરાધ હેઠળ અંગ્રેજોએ આપને ફાંસીની સજા આપીને અત્યાચારનો એક વધુ દાખલો બેસાડયો.

વર્ણનીય આલિમો સિવાયના અનેક બિન તબલીગ સુન્ની આલિમોને અંગ્રેજોએ **ભારત પ્રત્યેની વફાદારી** અને અંગ્રેજી સામ્રાજય વિરૂદ્ધ 'બળવો' પોકારવાના અપરાધ હેઠળ ફાંસી, જન્મ ટીપની જેલ સજા, મિલ્કત જપ્ત, હદપારી, વગેરે સજાઓ કરેલી. જેમાં **હકીમ અબ્દુલ હક ઈબ્ને હકીમ બખ્શ**, પ્રખ્યાત શાઈર **મૌલાના ઈમામ બખ્શ 'સેહબાઈ', સૂફી મિયાં હસન અસકરી, હકીમ ઈમામુદીન, મુફતી મઝહર કરીમ દરિયાબાદી, સૈયદ ઈસ્માઈલ હુસૈન મુનીર શિકોહાબાદી** વગેરે નો સમાવેશ થાય છે.

વર્ણનીય બિન તબલીગ સુન્ની આલિમો સિવાયના અનેક આલિમો અંગ્રેજોની વિરૂદ્ધ ચળવળ કરવાના કારણે અંગ્રેજોના અત્યાચારોના ભોગ બન્યા. જે બધાનું વર્ણન અહીં શકય નથી. ટૂંકમાં બિન તબલીગ વિચારધારા



રાખનાર ફકત સુન્ની આલિમો જ નહીં બલ્કે સુન્ની જનતા, સમાજ સેવકો, કાર્યકર્તાઓ, આગેવાનો બધા જ, એક જ પ્લેટફોર્મ ઉપર એકત્રિત અને સંગઠિત થઈને અંગ્રેજી સામ્રાજયના પાયા ઉખેડી નાખી, અખંડ ભારતને આઝાદી અપાવવા માથે કફન બાંધીને મેદાને જંગમાં ઉતરી પડેલા.

પણ.... અફસોસ, અમુક નામના અને કહેવાતા મુસ્લિમો કે જેઓ વાસ્તવમાં અંગ્રજોના પીઠ્ઠુ, પ્યાદા અને ગુલામ હતા. તેમણે આપણા દેશની સાથે 'ગદારી' કરી અને મુસ્લિમોને અવળે માર્ગે લઈ જવા પ્રયત્નશીલ રહ્યા.

ભારતના ઈતિહાસમાં વહાબી-તબલીગી જમાઅતના પેશ્વાઓના નામો 'કાળા-અક્ષરો' થી કલંક સ્વરૂપે અંકિત થએલા છે. **ભારતનો સુન્ની મુસ્લિમ નાગરિક અંગ્રેજોના વફાદાર અને ભારતના ગદ્દાર વહાબી મુલ્લાઓ ને કદી મા'ફ નહીં કરે.**

## ભારત માટે આઝાદીની લડતના વિરોધીઓ

માદરે વતન ભારતને શ્વેત ચર્મધારી ઝાલિમ અંગ્રેજોની ગુલામીની જંઝીરોમાંથી મુકત કરી **'આઝાદી'** અપાવવા માટેની લડતમાં **વતનનાં જાં-નિષારો** એ ઝુકાવી દીધેલું. આ લડતમાં મુસ્લિમોએ અગત્યની ભૂમિકા ભજવેલી અને મુસ્લિમોને આ લડતમાં જોડાવવા માટે સુન્ની આલિમોએ પ્રોત્સાહિત કરેલા. **અલ્લામા ફઝલે હક ખૈયરાબાદી** જંગે-આઝાદીના

પ્રમુખ હીરોની હેસિયતથી છવાઈ ગએલા.

પણ... અફસોસ કે અંગ્રેજોની ગુલામીનો પટ્ટો ગળામાં બાંધી, અંગ્રેજોની વફાદારી નિભાવી, આ દેશને વધુ સમય સુધી અંગ્રેજોના ગુલામ તરીકે બંદીવાન રાખવાનું પાપ કરનારા અમુક **'વતન-ફરોશો'** જંગે આઝાદીના વિલન તરીકે સદાય ને માટે 'રૂસ્વા' થઈ ગયા છે.

આઝાદીના લડતના વિરોધીઓ કોણ હતા ? એ પ્રશ્નનો સચોટ ઉત્તર મેળવવા વહાબી-તબલીગી જમાઅતના જ લેખકો દ્વારા આલેખાએલી કિતાબોના અમુક હવાલા અત્રે રજૂ કરૂં છું.

**હવાલો : ૧**

**મોલ્વી ઈસ્માઈલ સાહબને ફરમાયા કે અંગ્રેઝો કે અહદ મેં મુસલમાનોં કો કુછ અઝિય્યત નહીં પહોંચી ઔર ચૂં કે હમ અંગ્રેઝો કી રિઆયા હૈ, અપને મઝહબ કી રૂ સે યે બાત ફર્ઝ હૈ કે અંગ્રેઝોં પર જેહાદ કરને મેં હમ કભી શરીક ન હોં.'**

(હવાલા માટે જુઓ : **'મઝાહેબુલ-ઈસ્લામ'** લેખક : નજમુલ ગની રામપુરી, **પેઈજ નં. ૬૬૨)**

—:: ગુજરાતી અનુવાદ ::—

'મોલ્વી ઈસ્માઈલ સાહેબે ફરમાવ્યું કે અંગ્રેજોના યુગમાં મુસલમાનોને કોઈપણ જાતની તકલીફ નથી પહોંચી તથા જેમ કે આપણે અંગ્રેજોની રૈયત (પ્રજા) છીએ. આપણા મઝહબની દ્રષ્ટિએ એ વાત ફર્ઝ છે કે અંગ્રેજો સામે જેહાદ કરવામાં આપણે કદી ન જોડાઈએ.'



**હવાલો : ૨**

**'મશ્હૂર યે હય કે આપને અંગ્રેજો સે મુખાલેફત કા કોઈ એલાન નહીં કિયા, બલ્કે કલકત્તા યા પટના મેં ઉન કે સાથ તઆવૂન કા ઈઝહાર કિયા.'**

(હવાલા માટે જુઓ : **'અલ-ફુરઆન'** માસિકનો શહીદ **નંબર,** માહે શાબાન સ.હિ. ૧૩૫૫, સંપાદક : મોલ્વી મન્ઝૂર નોઅમાની, પ્રકાશન સ્થળ : જામેઆ પ્રેસ, દિલ્હી, **પેઈજ નં. ૭૬)**

—:: ગુજરાતી અનુવાદ ::—

'મશ્હૂર એવું છે કે આપે (મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી) અંગ્રેજોથી વિરૂદ્ધતાનું કોઈ એલાન કર્યું નહીં, બલ્કે કલકત્તા અને પટણામાં તેઓની સાથે સહયોગ વ્યક્ત કર્યો.

ઉપરોક્ત બન્ને હવાલાઓના વાંચન બાદ હવે એક હવાલો એવો રજૂ કરૂં છું જેના વાંચનથી વાંચકો સમક્ષ વહાબી-તબલીગી જમાઅતના ઈમામે-અવ્વલ મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીની અંગ્રેજો અંગેની પોલીસી ઉઘાડી પડી જશે.

**હવાલો : ૩**

**'કલકત્તા મેં જબ મૌલાના ઈસ્માઈલ સાહબને જેહાદ કા વઅઝ ફરમાના શુરૂ કિયા હૈ ઔર શીખોં કે મઝાલિમ કી કૈફિયત પેશ કી હૈ તો એક શખ્સને દરિયાફત કિયા 'આપ અંગ્રેઝોં પર જેહાદ કા ફત્વા ક્યૂં નહીં દેતે ? આપને જવાબ દિયા, ઉન પર જેહાદ કરના કિસી તરહ વાજિબ નહીં. એક તો ઉન્કી રૈયત હૈં, દૂસરે હમારે મઝહબી અરકાન કે અદા કરને મેં વો ઝરા ભી દસ્ત અંદાઝી નહીં કરતે. હમેં**

**ઉન્કી હુકૂમત મેં હર તરહ કી આઝાદી હૈ, બલ્કે ઉન પર કોઈ હમલા આવર હો, તો મુસલમાનોં પર ફર્ઝ હૈ કે વો ઉસ સે લડેં ઔર અપની ગવર્નમેન્ટ પર આંચ ન આને દેં.'**

હવાલા માટે જુઓ : **'હયાતે તય્યેબહ'**, લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, પ્રકાશક : ફારૂકી પબ્લીકેશન. દિલ્હી, **પેઈજ નં. ૨૯૬)**

—:: ગુજરાતી અનુવાદ ::—

'કલકત્તામાં જયારે મૌલાના ઈસ્માઈલ સાહેબે જેહાદનું પ્રવચન શરૂ કર્યું અને શીખોના અત્યાચારની કૈફિયત રજૂ કરી તો એક શખ્સે પૂછયું કે આપ અંગ્રેજો પર જેહાદનો ફત્વો કેમ નથી આપતા ? આપે જવાબ આપ્યો કે, તેમના પર જેહાદ કરવું કોઈપણ રીતે યોગ્ય નથી. પ્રથમ તો આપણે તેમની પ્રજા છીએ, બીજું એ કે આપણા મઝહબી કાર્યો અદા કરવામાં તેઓ લેશમાત્ર પણ દખલગીરી કરતા નથી. આપણને તેઓના શાસનમાં દરેક પ્રકારે આઝાદી છે. બલ્કે જો કોઈ તેમના પર હુમલો કરે, તો મુસલમાનો ની ફરજ છે કે તેઓ તે હુમલાખોરથી લડે અને આપણી ગવર્નમેન્ટને આંચ ન આવવા દે.'

હજુ એક હવાલો જુઓ :

**હવાલો : ૪**

**'સૈયદ સાહબ, મોલ્વી ઈસ્માઈલ સાહબને અંગ્રેઝોં સે જેહાદ કરને કા ઈરાદા નહીં કિયા ઔર મોલ્વી ઈસ્માઈલ સાહબને કલકત્તા મેં અપની મજલિસે વઅઝ મેં બરમલા કેહ દિયા કે હમ કો અંગ્રેઝોં સે જેહાદ કરના જાઈઝ નહીં.'**



(હવાલા માટે જુઓ : **'ઈશાઅતુસ્સુન્નત'**, લેખક : મોલ્વી મુહમ્મદ હુસૈન બટાલ્વી, **ભાગ-૨, ઝમીમા-૬, પેઈજ નં. ૫)**

—:: ગુજરાતી અનુવાદ ::—

'સૈયદ સાહેબ અને મોલ્વી ઈસ્માઈલ સાહેબે અંગ્રેજો સામે જેહાદ કરવાનો ઈરાદો કરેલો નહીં અને મોલ્વી ઈસ્માઈલ સાહેબે કલકત્તામાં પોતાના પ્રવચનની સભામાં ખુલ્લમ ખુલ્લા કહી દીધું કે આપણા માટે અંગ્રેજોથી જેહાદ કરવું જાઈઝ નથી.'

ઉપરોક્ત ચાર (૪) હવાલાના વાંચનથી સ્પષ્ટ પણે પુરવાર થઈ ગયું કે મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેમના પીર સૈયદ અહમદ અંગ્રેજોની સામે જેહાદ કરવાના સખ્ત વિરોધી હતા.

**મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી** કે જેમને વહાબી-તબલીગી પંથના અનુયાયીઓ પોતાના સર્વ માન્ય પેશ્વા અને ઈમામ તરીકે સ્વીકારે છે. બલ્કે તેઓને **'મૌલાના શહીદ'** ના ટાઈટલ થી યાદ કરે છે. મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીએ સૌ પ્રથમ ભારતમાં વહાબી-ફિર્કાનો પાયો નાખેલો. અગાઉ વર્ણન કર્યું તે મુજબ તેમણે વહાબી-નજદી ફિર્કાના સ્થાપક **મુહમ્મદ ઈબ્ને અબ્દુલ વહાબ નજદી** ની કિતાબ **'અત્તોહીદ'** (અરબી) નો ઉર્દુમાં અનુવાદ સ્વરૂપે **'તકવીયતુલ ઈમાન'** નામે કિતાબ લખેલી. આ કિતાબે સમગ્ર ભારતના મુસ્લિમોને વિવાદના વમળમાં ધકેલી દીધેલા. મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીની વર્ણનીય ગુમરાહી ભરેલી કિતાબ ના ખંડનમાં તે સમયના મહાન સુન્ની બિન તબલીગ આલિમોએ કુલ (૩૦) ત્રીસ જેટલી કિતાબો લખેલી. જેમાં જંગે આઝાદીના મહાન લડવૈયા **હઝરત અલ્લામા ફઝલે હક ખયરાબાદી** ની કિતાબ

'**તેહકીકુલ ફત્વા**' તથા મૌલાના અબૂલ કલામ આઝાદ ના પિતા હઝરત મૌલાના ખૈરૂદ્દીન ની દસ (૧૦) વિસ્તૃત ભાગોમાં લખાએલી કિતાબ '**અલ-રજમુશ્શયાતીન**' મહત્વની કિતાબો છે. ઉપરાંત, મૌલાના અબૂલ કલામ આઝાદ ના પિતા હઝરત મૌલાના ખેરૂદ્દીને તો વહાબીઓને કાફિર અને મુર્તદનો ફત્વો પણ આપી દીધેલો. ટૂંકમાં તે સમયના ભારતના મોટા ભાગના આલિમો, મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીના નવા પંથ વહાબી-ફિર્કાના ગંદા અકીદાઓની વિરૂદ્ધમાં હતા.

ઉપરોક્ત હકીકત લક્ષમાં રાખીને, હવે એક મહત્વના પુરાવા પ્રત્યે દ્રષ્ટિપાત કરીએ.

**હવાલો : ૫**

**'હંગામા ઈ.સ. ૧૮૫૭ મેં પૂરે જોશ કે સાથ અંગ્રેઝોં કે ખિલાફ જંગ મેં હિસ્સા લેને વાલે વો સબ કે સબ ઓલોમા-એ-કિરામ શામિલ થે, જો અકીદએ હઝરત સૈયદ અહમદ ઔર હઝરત શાહ ઈસ્માઈલ કે શદીદ તરીન દુશ્મન થે, ઔર જિન્હોંને હઝરત શાહ ઈસ્માઈલ કે રદ મેં બહોત સી કિતાબેં લિખ્ખી હૈં ઔર અપને શાગિર્દોં કો લિખને કી વસિય્યત કી હૈ.'**

(હવાલા માટે જુઓ : હાશિયા '**મકાલાતે સર સૈયદ**' લેખક : મુહમ્મદ ઈસ્માઈલ પાનીપતી, પ્રકાશક : મજલિસે તરક્કીએ અદબ, લાહોર (પાકિસ્તાન), ઈ.સ. ૧૯૬૫, ભાગ-૧૬, પેઈજ નં. ૩૫૨)

—:: ગુજરાતી અનુવાદ ::—

'ઈ.સ. ૧૮૫૭ ના બળવામાં પૂરા જોશની સાથે અંગ્રેજોની વિરૂદ્ધ



જંગમાં ભાગ લેવામાં તે સઘળા માનવંતા આલિમો શામિલ હતા, કે જેઓ હઝરત સૈયદ અહમદ અને હઝરત શાહ ઈસ્માઈલના અકીદાઓના કટ્ટર શત્રુ હતા. અને જેમણે હઝરત શાહ ઈસ્માઈલના ખંડનમાં ઘણી કિતાબો લખી છે અને પોતાના શિષ્યોને લખવાની વસિય્યત કરી છે.'

ઉપરોક્ત ફકરાના વાંચન પછી એ વાતમાં શંકા ને લેશમાત્ર સ્થાન નથી, કે તે સમયે મુસ્લિમો બે ભાગમાં વહેંચાએલા હતા. અંગ્રેજોના વિરોધી અને અંગ્રેજોના હિતેચ્છું.

- **અંગ્રેજોના વિરોધી અને અંગ્રેજોની વિરૂદ્ધ બળવો કરનાર સુન્ની (બિન તબલીગી) આલિમો અને લોકો હતા.**

અને

- **અંગ્રેજોના હિતેચ્છુ, તેઓના શુભ ચિંતક અને અંગ્રેજોની સામે બળવો કરવાથી લોકોને રોકનારા વહાબી-તબલીગી પંથના મુલ્લાઓ હતા.**

વહાબી-તબલીગી જમાઅતના પેશ્વાઓએ અંગ્રેજોની નમક હલાલીનો હક અદા કરવાના કર્તવ્ય રૂપે ઈ.સ. ૧૮૫૭ ના બળવાને નિષ્ફળ બનાવવા યથાશક્તિ પ્રયત્નો કર્યા. અંગ્રેજોની વિરૂદ્ધ જંગે ચડનારા મુજાહિદોના ઉત્સાહને તોડી પાડવા મઝહબનો આશરો લીધો. ત્યાં સુધી કે અંગ્રેજી સામ્રાજયની સામે 'જેહાદ' પોકારનાર મુજાહિદોને ફસાદી, ગુનેહગાર, બાગી અને કુકર્મી કહ્યા અને અંગ્રેજોના પીઠુ અને માદરે વતન હિન્દુસ્તાનના ગદ્દારોને 'મુજાહિદ' તથા 'શાણા' કહ્યા.

**હવાલો : ૬**

**'મુફસિદા ઈ.સ. ૧૮૫૭ મેં જો મુસલમાન શરીક હુએ થે, વો સખ્ત**

**ગુનેહગાર ઔર બ-હુકમે કુરઆનો-હદીષ, વો મુફસિદ, બાગી ઔર બદ-કિરદાર થે. અકષર ઉન મેં અવામ કલ-અનામ થેં. બઅ્ઝ જો ખવાસ વ ઓલોમા કહેલાતે થે, વો ભી અસ્લે દીન (કુરઆનો-હદીષ) સે બે-બહરા થે, યા ના ફહમ વ બે-સમઝ થે. બા-ખબર ઔર સમઝદાર ઓલોમા ઈસ મેં હરગીઝ શરીક નહીં હૂએ.'**

(હવાલા માટે જુઓ : **'અલ-ઈકતેસાદ-ફી- મસાએલિલ જેહાદ'** લેખક : અબૂ-સઈદ મુહમ્મદ હુસૈન લાહોરી, એડીટર : રિસાલા 'ઈશાઅતુસ્સુન્નત' વિકટોરીઆ પ્રેસ, **પેઈજ નં. ૪૯**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'ઈ.સ. ૧૮૫૭ ના બળવામાં જે મુસ્લિમોએ ભાગ લીધેલો તેઓ સખ્ત ગુનેહગાર તથા કુરઆન અને હદીષના હુકમ મુજબ ફસાદી, બાગી અને કુકર્મી હતા. તે બળવાખોરો માંહેના મોટા ભાગના સામાન્ય અજ્ઞાન લોકો ઢોર જેવા હતા. જે ખાસ લોકો અને આલિમો કહેવાતા હતા, તેઓ પણ મઝહબની અસલથી વંચિત અથવા બે-વકૂફ અને નાસમઝ હતા. ખબરદાર અને સમઝદાર આલિમો તેમાં હરગિઝ શામેલ થયા નહીં.'

ઉપરોક્ત હવાલાથી એ વાત પુરવાર થઈ કે વહાબી અને તબલીગી જમાઅતના વિદ્વાન લેખકના કથન અનૂસાર ઈ.સ. ૧૮૫૭ ની જંગે-આઝાદીમાં ભાગ લેનારા મહાન મુજાહિદો જેવા કે અલ્લામા ફઝલે હક ખૈયરાબાદી, વગેરે આલિમ હોવા છતાં મઝહબથી અજ્ઞાન, બેવકૂફ અને સમજવિહોણા હતા. અને અંગ્રેજોના ગુલામ એવા મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી વગેરે મુલ્લાઓ જ ખરા અર્થમાં દીનદાર અને સમઝદાર હતા.

આશ્ચર્ય તો એ વાતનું છે, કે વર્તમાન યુગના વહાબી તબલીગી



જમાઅતના લોકો પોતાના ભૂતપૂર્વ પેશ્વાઓના કાળા કરતૂતો બદલ શરમ પણ નથી અનુભવતા. બલ્કે **લાજવાને બદલે ગાજવા** જેવો સ્વાંગ રચીને હિન્દુસ્તાન ની આઝાદીની જંગના દુશ્મનો માદરે વતન હિંદના ગદ્દારો, અંગ્રેજોના હાથે વેચાઈ ગએલા અને ભારતના ઈતિહાસમાં **'મહા કલંકિત કપુતો'** તરીકે પુરવાર થએલા મુલ્લાઓ જેવા કે, મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી, સૈયદ અહમદ, વગેરે ને 'શહીદ' અને 'મુજાહિદ' ના ટાઈટલો આપીને બે-શરમીનું બેનમુન દ્રષ્ટાંત પૂરૂં પાડી રહ્યા છે. **આવા રાષ્ટ્ર વિરોધી તત્વોને શહીદ અને મુજાહિદ કહેવું અને ગધેડાને સિંહ કહેવું બન્ને સમાન છે.**

મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેના પીર સૈયદ અહમદે ફક્ત બોલીને જ જંગે આઝાદીનો વિરોધ નથી કર્યો, બલ્કે અંગ્રેજી સામ્રાજયના પાયા મજબૂત બનાવવા તલવાર લઈને લડવા માટે મેદાનમાં કુદી પડેલા. કોની સામે લડવા ? અંગ્રેજોની સામે? નહીં, બલ્કે અંગ્રેજોની સામે બંડ પોકારી અંગ્રેજોને ભારતની ધરતી પરથી દેશનિકાલ કરવાની ચળવળ કરનારા મુજાહિદોની સામે, અંગ્રેજોના ઈશારે કઠપુતળી બની નાચનારા વહાબી-તબલીગ જમાઅતના પેશ્વાઓ પોતાના **'દીન બંધૂ'** અને **'દેશ બંધૂ'** પર તલવારો વીંઝી રહ્યા હતા. ઈસાઈ ધર્મના પ્રતિનિધિઓને રાજી કરવા **'એહલે ઈમાન'** ને મોતને ઘાટ ઉતારવા તત્પર બનેલા. મુસ્લિમોના 'ખૂને-નાહક' ના ગુનાહને 'જેહાદ' માં ખપાવી સૌથી મોટા બે-શરમ હોવાનું ઉદાહરણ પુરૂં પાડી રહ્યા હતા.



# અંગ્રેજોના બદલે

# ભારતીય મુસ્લિમો સામે જંગ

**હવાલો :**

**'હઝરતને ઈસી સિલસિલે મેં ફરમાયા કે હાફિઝ જાની સાકિન અંબેઠાને મુઝ સે બયાન કિયા થા, કે હમ કાફલે મેં હમરાહ થે. બહોત સી કરામતેં વક્તન-ફ-વક્તન હઝરત સૈયદ સાહબ સે દેખી. મોલ્વી અબદુલ હઈ સાહબ લખનવી, મોલ્વી મુહમ્મદ ઈસ્માઈલ સાહબ દહેલ્વી ઔર મોલ્વી મુહમ્મદ હુસૈન સાહબ રામપૂરી ભી હમરાહ થે, ઔર યે સબ હઝરાત સૈયદ સાહબ કે હમરાહ જેહાદ મેં શરીક થે. સૈયદ સાહબને પહેલા જેહાદ મુસમ્મા યાર મુહમ્મદખાં, હાકિમે યાગિસ્તાન સે કિયા થા.'**

(હવાલા માટે જુઓ : મોલ્વી રશીદ અહમદ ગંગોહીના જીવન વૃતાંત રૂપે લખાએલી કિતાબ **'તઝકેરતુર્રશીદ'** લેખક : મોલ્વી આશિક ઈલાહી મેરઠી, પ્રકાશક : મકતબા નોઅ્માનિયા, દેવબંદ (યુ.પી.) **ભાગ-૨, પેઈજ નં. ૨૭૦**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'હઝરતે આ વિષયના અનુસંધાને ફરમાવ્યું કે હાફિઝ જાની, રહેવાસી અંબેઠા એ મારી સમક્ષ વર્ણન કરેલું કે અમો કાફલામાં સંગાથે હતા. સૈયદ સાહેબની કરામતો અવાર નવાર જોવા મળેલી. મોલ્વી અબ્દુલ હઈ સાહેબ લખનવી, મોલ્વી મુહમ્મદ ઈસ્માઈલ સાહેબ દહેલ્વી અને મોલ્વી મુહમ્મદ હુસૈન સાહેબ રામપૂરી પણ સાથે હતા અને આ બધા મહાનુભાવો સૈયદ સાહેબની સાથે જેહાદમાં શામેલ હતા. સૈયદ સાહેબે પહેલો જેહાદ યાર મુહમ્મદખાં નામધારી યાગિસ્તાનના હાકેમ સામે કર્યો હતો.'



ઉપરોક્ત ફકરાના વાંચનથી સ્પષ્ટ પુરવાર થઈ ગયું કે વહાબી-તબલીગી જમાઅતના પેશ્વા મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેના પીર સૈયદ અહમદે સૌ પ્રથમ યાગિસ્તાન ના હાકિમ અને મુસ્લિમ કલ્મા-ગો યાર મોહંમદખા ઉપર આક્રમણ કરેલું. જો આ હુમલાને ઈસ્લામી ન્યાયના ત્રાજવે જોખવામાં આવે તો તેને નિ:શંક ઝુલ્મો સિતમ, અત્યાચાર, અન્યાય, લૂંટફાટ, ડાકુગિરી વગેરે વિશેષણો જ મળશે પણ બે-શરમી હદ વટાવી ચુકી છે. આવા લૂંટેરા અને ગુંડાઓને વહાબી તબલીગી જમાઅતના લોકો જંગે આઝાદીના લડવૈયા અને 'શહીદ' તરીકે ચિતરી રહ્યા છે.

**અંગ્રેજોની સામે જેહાદના બદલે અંગ્રેજો વતી 'જેહાદ' કરી રહેલા ભારતના ગદ્દાર અને અંગ્રેજોના વફાદાર એવા વહાબી-તબલીગી જમાઅતના પેશ્વાઓએ સરહદના મુસ્લિમો સામે કઈ પોલીસી હેઠળ યુદ્ધ કરી રહ્યા તે સમજવું પણ જરૂરી છે.**

મૈસૂરમાં ટીપુ સુલતાનની હુકૂમત તથા મરાઠાવાડમાં મરાઠાઓની તાકત નષ્ટ કર્યા બાદ અંગ્રેજો માટે પંજાબ, કાશ્મિર, મુલતાન અને સરહદના પ્રાંતો માથાના દુ:ખાવા સમાન હતા. અન્ય પ્રાંતોમાં અંગ્રેજોએ પોતાના શાસનની સારી એવી જમાવટ કરી લીધેલી, પણ વર્ણનીય પ્રાંતોમાં અંગ્રેજોની દાળ ગળતી નહોતી. પંજાબના શીખો અને સરહદના પઠાણો અંગ્રેજોને જરા પણ મચક આપતા નહોતા. શીખ અને પઠાણ બન્ને કૌમને નબળી પાડી, તે પ્રાંતો ઉપર કબજો કરવો અંગ્રેજો માટે અતિ આવશ્યક અને અનિવાર્ય હતો. અંગ્રેજોએ સીધું આક્રમણ કરવાનો પ્લાન બનાવેલો પણ તે પ્લાનને અમલમાં મૂકવાથી ડરી રહ્યા હતા. કેમ કે શીખ અને પઠાણ બન્ને લડાયક કૌમો હતી. તેઓની સામે અંગ્રેજોની કારી ફાવે તેમ નહોતી. અંતે અંગ્રેજોએ શિયાળ વૃત્તિ અપનાવી અને પોતાના ગુલામોની સેવા લેવાનું અમલમાં મૂકયું.

વહાબી તબલીગી જમાઅતના ઈમામે અવ્વલ મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેના પીર સૈયદ અહમદ પોતાની સેવાઓ અંગ્રેજોને આપવા કટીબદ્ધ અને કરારબદ્ધ હતા. અંગ્રેજોએ આ બન્નેને સરહદના પ્રાંતો કબજે કરવાની પ્રાથમિક તૈયારી કરવા રવાના કર્યા. અંગ્રેજોએ તે બન્નેને જે સ્કીમ સમજાવી તે એ મુજબ હતી કે :

- **મુસ્લિમોને શીખોની સામે જંગે ચડવા ઉશ્કેરવા. તેમજ મુસ્લિમોને શીખોની વિરૂદ્ધ ઉશ્કેરવા એવો પ્રચાર કરવો કે નિર્દોષ મુસ્લિમો ઉપર શીખો અત્યાચાર કરી રહ્યા છે, માટે આપણે તે અત્યાચારોનો બદલો લેવો જોઈએ. આ યુક્તિ પંજાબમાં અપનાવવી કે જેથી પંજાબમાં શીખ-મુસ્લિમની જંગો શરૂ થઈ જશે. પરિણામે પંજાબમાં શીખો નબળા પડશે.**
- **સરહદના વિસ્તારોમાં જ્યાં મુસ્લિમો બહુમતીમાં છે ત્યાં વહાબી ધર્મના અકીદાઓનો પ્રચાર કરી મુસ્લિમોને મઝહબના નામે લડાવી નબળા પાડવા.**

ઉપરોક્ત કામગિરી જો આ બન્ને ભારતીય ગદ્દારો સારી રીતે અંજામ આપે અને ધાર્યુ પરિણામ આવે તો અંગ્રેજો માટે તે પ્રાંતો ઉપર કબજો જમાવવો સહેલો બની રહે.

મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને સૈયદ અહમદે અંગ્રેજો દ્વારા અર્પણ કરાએલા શસ્ત્ર-સરંજામ અને આર્થિક સહાય ની થેલીઓના જોરે સરહદી વિસ્તારોમાં જેહાદ માટે ગયા. આ કહેવાતો **'જેહાદ'** ઈસ્લામ માટે નહીં બલ્કે **'ઈસાઈઓ'** ને મજબૂત કરવા માટે હતો. અંગ્રેજોના જે પણ વિરોધીઓ હોય તેને નાબૂદ કરવા માટે હતો. તે વિરોધી પછી હિન્દુ હોય, શીખ હોય



કે પછી મુસલમાન હોય. અંગ્રેજોના ગુલામો પોતાના માલિકના વિરોધીઓને પાઠ ભણાવવા માટે કેવા કેવા પેંતરા રચી રહ્યા હતા તેની વિગતવાર ચર્ચા અહીં શકય નથી જેથી સંક્ષિપ્ત માં રજૂ કરી છે. આ વિષયની જેને વિસ્તૃત જાણકારી મેળવવી હોય તે ટૂંક સમયમાં પ્રકાશન પામનારી મારી કિતાબ **'ઈસ્લામ અને ભારતના ગદ્દાર કોણ ?'** નું અવશ્ય વાંચન કરે. આ વિષયના અમુક હવાલા અત્રે રજૂ છે.

**હવાલો : ૧**

**'ઈસ સવાનેહ ઔર નીઝ મકતૂબાતે મુન્સલેકા સે સાફ મા'લૂમ હોતા હૈ કે સૈયદ સાહબ કા સરકારે અંગ્રેઝી સે જેહાદ કરને કા હરગિઝ ઈરાદા નહીં થા. વો ઈસ આઝાદ અમલદારી કો અપની હી અમલદારી સમઝતે થે, ઔર ઈસ મેં શક નહીં કે અગર સરકારે અંગ્રેઝી ઉસ વકત સૈયદ સાહબ કે ખિલાફ હોતી તો હિન્દુસ્તાન સે સૈયદ સાહબ કો કુછ મદદ ન પહોંચતી, મગર સરકારે અંગ્રેઝી ઉસ વકત દિલ સે ચાહતી થી કે શીખોં કા ઝોર કમ હો.'**

(હવાલા માટે જુઓ : **'સવાનેહ અહમદી'**, લેખક : મુહમ્મદ જાફર થાનેસરી, પ્રકાશક : મતબએ ફારૂકી, દિલ્હી, **પેઈજ નં. ૧૩૯**)

—:: ગુજરાતી અનુવાદ ::—

આ જીવન વૃતાંત અને સંકળાએલા પત્રો દ્વારા સ્પષ્ટ જણાય છે, કે સૈયદ સાહેબનો અંગ્રેજ સરકાર સામે જેહાદ કરવાનો હરગિઝ ઈરાદો નહોતો. તેઓ આ સ્વતંત્ર વહીવટી તંત્રને પોતાનું જ વહીવટી તંત્ર સમજી રહ્યા હતા. અને તેમાં પણ શંકા નથી કે જો અંગ્રેજ સરકાર સૈયદ સાહેબની

વિરૂદ્ધ હોત તો હિન્દુસ્તાન થી સૈયદ સાહબને કોઈ પણ જાતની મદદ ન પહોંચી હોત, પરંતુ અંગ્રેજ સરકાર તે વખતે દિલથી ઈચ્છતી હતી કે શીખોની શક્તિ ઓછી થાય.'

ઉપરોક્ત ફકરાથી પુરવાર થઈ રહ્યું છે કે સૈયદ અહમદનો જેહાદ ઈસ્લામને મજબૂત બનાવવા નહીં પરંતુ અંગ્રેજોને મજબૂત કરવા માટે હતો. શીખોની તાકાત ઘટાડવાનું અંગ્રેજો દિલથી ઈચ્છી રહ્યા હતા એટલા માટે જ સૈયદ સાહેબ શીખોની સામે બાખડયા હતા. સૈયદ સાહેબને અંગ્રેજો સહાય કરી રહ્યા હતા, શા માટે ન કરે ? પોતાંનો પાળેલો પીઠ્ઠુ, આપણા માટે લડી રહ્યો છે. પોતાના ખંભા ઉપર આપણી બંદૂકનો ભાર ઉપાડી રહ્યો છે. તે આપણો જ છે આપણને પણ પોતાના જ સમજી રહ્યો છે.

સૈયદ સાહેબ અંગ્રેજોના વહીવટી તંત્રને પોતાનું જ વહીવટી તંત્ર સમજવા જેટલી આત્મીયતા ધરાવતા હતા. અંગ્રેજોની સામે જેહાદ કરવાનો હરગિઝ ઈરાદો નહોતો. અંગ્રેજોની સામે ભારતની આઝાદી માટે લડવાનું કામ સૈયદ સાહેબનું નહોતું. સૈયદ સાહેબનું કામ તો અંગ્રેજો વતી ભારતીય મુજાહિદો સામે લડવાનું હતું. સૈયદ સાહેબ ની સામે લડવાના કારણે ભારતીયો નબળા પડશે અને ત્યારબાદ અંગ્રેજોની સામે લાંબા સમય સુધી ટકી રહેવું શકય નહીં રહે. પરિણામ એ આવશે કે તેઓ તૂટી પડશે, અને અંગ્રેજો સર થઈ જશે.

સૈયદ સાહેબે અન્ય કામગીરી એ પણ બજાવી કે જે લોકો અંગ્રેજોને ભારતમાંથી હાંકી કાઢવા માટે અંગ્રેજો સામે જંગે ચડેલા તેઓ ને રોકવા અને અંગ્રેજોના શત્રુ શીખો સામે લડવા ઉશ્કેરવા.



**હવાલો : ૨**

**'સૈયદ સાહબ કી બરાબર રવિશ યે રહી કે એક તરફ લોગોં કો શીખોં કે મુકાબિલ આમાદ-એ-જેહાદ કરતે ઔર દૂસરી જાનિબ હુકૂમતે બરતાનિયા કી અમન પસંદી જતા કર લોગોં કો ઉસ કે મુકાબલે સે રોકતે થે.'**

(હવાલા માટે જુઓ : **મકાલાતે સર સૈયદ**, લેખક : સર સૈયદ અહમદખાં, પ્રકાશક : મજલિસે તરક્કીયે અદબ, (ઈ.સ. ૧૯૬૨) લાહોર **ભાગ-૧૬, પેઈજ નં. ૨૫૨**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'સૈયદ સાહેબની સતત એ વર્તણુંક રહી કે એક બાજુ તેઓ લોકોને શીખોની વિરૂદ્ધ જેહાદ કરવાની પ્રેરણા આપતા અને બીજી બાજુ બ્રિટીશ સરકારની શાંતિપ્રિયતા વ્યક્ત કરીને લોકોને તેઓની સામે મુકાબલો કરવાથી રોકતા હતા.'

વહાબી-તબલીગી જમાઅતના પેશ્વાઓ અંગ્રેજોની ગુલામી અને નમકહલાલીનો હક બરાબર અદા કરી રહ્યા હતા. મુસ્લિમોને શીખોની સામે લડવા ઉશ્કેરી રહ્યા હતા. અને બીજી તરફ અંગ્રેજો વિરૂદ્ધ ભારતીય મુસ્લિમોના ઉશ્કેરાટને શાંત કરવા માટે અંગ્રેજોની શાંતિ પ્રિય નિતીના ગુણગાન ગાઈ રહ્યા હતા. એક કાંકરે બે પક્ષી મારી રહ્યા હતા. શીખો અને મુસ્લિમોને આંતરવિગ્રહમાં સંડોવી બન્ને પક્ષે ખુવારી સર્જી રહ્યા હતા. શીખ મરે કે મુસલમાન મરે, મરશે તો અંગ્રેજના દુશ્મન જ મરશે. આપણું મિશન અંગ્રેજ સરકારના દુશ્મનોની સંખ્યા ઘટાડવાનું છે, જે સફળ થઈ રહ્યું છે.

હવાલો : ૩

'મુસલમાનાને સરહદ વ પંજાબ પર શીખોને અપને ઝમાન-એ-ઉરૂજ મેં જો મઝાલિમ કિયે થે, ઉન સે મુતઅષ્થિર હોકર મૌલાના સૈયદ અહમદ ઔર ઉન કે ખલીફા મૌલ્વી મુહમ્મદ ઈસ્માઈલ ને ઈ.સ. ૧૮૨૨ મેં જો સિલસિલ-એ-જેહાદ શુરૂ કિયા થા વો ઈ.સ. ૧૮૪૭ તક જારી થા, તા આં કે અંગ્રેજોને પંજાબ પર કબ્ઝા કિયા.'

(હવાલા માટે જુઓ : 'ઉન્નીસવીં સદી કા અફસાન-એ-તબાહી' લેખક : મુહમ્મદ અમીન ઝુબેરી તથા 'માહે નૌ' કરાચીનો ખાસ અંક 'બ-ચાદ ગાર તેહરીકે આઝાદી' પેઈજ નં. ૨૫)

—:: ગુજરાતી અનુવાદ ::—

'સરહદ પ્રાંત અને પંજાબના મુસ્લિમો ઉપર શીખોએ પોતાના ચડતીના કાળમાં જે અત્યાચારો કર્યા હતા, તેનાથી પ્રભાવિત થઈને મૌલાના સૈયદ અહમદ અને તેઓના ખલીફા મોલ્વી મુહમ્મદ ઈસ્માઈલે ઈ.સ. ૧૮૨૨ માં જેહાદનો જે સિલસિલો શરૂ કરેલો તે ઈ.સ. ૧૮૪૭ સુધી ચાલુ રહેલો, ત્યાં સુધી કે અંગ્રેજો એ પંજાબ ઉપર કબજો કર્યો.'

પ્લાન સફળ થયો. અંગ્રેજોની મુરાદ બર આવી. અંગ્રેજો માટે ઈ.સ. ૧૮૨૨ થી મોલ્વી સૈયદ અહમદ અને મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીએ શરૂ કરેલી લડાઈ અંતે સફળ થઈ અને ઈ.સ. ૧૮૪૭ એટલે કે ૨૫, વર્ષ પછી પંજાબ અંગ્રેજોના કબ્જામાં આવી ગયું.

જો કે મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેના પીર સૈયદ અહમદ ઈ.સ. ૧૮૪૭ પહેલાં જ **સરહદના મુસ્લિમોના હાથે મરાયા.** પણ તેઓ એ



પંજાબ પ્રાંતમાં શરૂ કરેલા મુસ્લિમ શીખ હુલ્લડો ઈ.સ. ૧૮૨૨ થી ઈ.સ. ૧૮૪૭ સુધી ચાલુ રાહેલા. જરા વિચારો, જે પ્રાંતમાં સતત ૨૫ વર્ષ સુધી બે કૌમ વચ્ચે લડાઈ ચાલુ રહી હશે ત્યાં વસતા લોકોની શી દશા થઈ હશે ? વર્તમાન યુગમાં અવાર નવાર કૌમી રમખાણો થાય છે, તે એકાદ દિવસ, અઠવાડીયા કે વધુમાં વધુ એકાદ મહીના સુધી સિમિત હોય છે, પણ તે ગાળો પણ એટલો કષ્ટ અને ત્રાસદાયક હોય છે, કે પ્રજાજનો ત્રાહીમામ પોકારી જાય છે. ત્યાં સુધી કે કોમી રમખાણની ચુંગાલમાંથી મુક્ત થયા બાદ વર્ષો સુધી તેના ભયના ઓછાયા ડોકાય છે. તો જરા કલ્પના કરો, જે પ્રાંતમાં પચ્ચીસ (૨૫) વર્ષ સુધી કૌમી લડાઈ ચાલી હતી ત્યાંના લોકોની શી વલે થઈ હશે ? પણ **દેશના ગદ્દાર એવા વહાબી-તબલીગી પંથના પેશ્વાઓને** લોકોની દુર્દશાની પડી નથી. અરે, તેઓ તો આવી દુર્દશા જ કરવા મથી રહ્યા હતા.પરિણામ ધાર્યા મુજબનું આવ્યું. પંજાબ ઉપર કબજો કરવાની અંગ્રેજોની ઈચ્છા પરિપૂર્ણ થઈ.

મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને મોલ્વી સૈયદ અહમદે પંજાબને ભડકે બળતું કરીને ત્યાંથી પ્લાયન થઈ ગયા અને સરહદ પ્રાંતમાં પહોંચી ગયા.

## ''સરહદ પ્રાંત માં જેહાદ ના નામે આંતક''

પંજાબ અને સરહદ પ્રાંત અંગ્રેજો માટે **માથાના દુખાવા** સમાન હતા. પંજાબના શીખો અને સરહદ પ્રાંતના પઠાણો અંગ્રેજોને **નમતું જોખતા નહોતા.** બલ્કે ઉલ્ટાનું અંગ્રેજ સામ્રાજય સામે **પગ ભરાવતા હતા.** આ બન્ને પ્રજા સામે **સામી છાતીએ** લડવાની અંગ્રેજોની ત્રેવડ નહોતી. આ બન્ને કૌમ સંગઠિત અને એકત્રિત ન થઈ જાય તે માટે અંગ્રેજોએ શરૂ થી જ **લુચ્ચા શિયાળ જેવી નિતી** અપનાવેલી અને બન્ને કૌમ

વચ્ચે કડવાશના બીજ રોપી દીધેલા. **મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી** અને **સૈયદ અહમદ** જેવા વહાબી-નજદી પંથના પેશ્વાઆને ખરીદીને તેઓને મુસ્લિમ-શીખ રમખાણો સર્જવા માટે પ્રોત્સાહિત કર્યા, જેથી બન્ને સ્થાનિક શકિતશાળી કૌમ આપસમાં ટકરાઈને નષ્ટ થઈ જાય, અથવા નબળી પડી જાય. અને જો બેમાંથી એક કૌમ ખત્મ થઈ જાય, તો બાકી બચેલી બીજી કૌમ કે જે આંતર વિગ્રહ ના કારણે નબળી પડી ચુકી હશે તેને મહાત કરવી સરળ રહેશે. અને જો બન્ને કૌમ નષ્ટ ન થઇ તો નબળી તો બન્ને કૌમ અવશ્ય થઈ જવાની અને આવી નબળી પડી ગએલી બન્ને કૌમોને અલગ-અલગ લડાઈના મોરચે પીંખી નાખવી પણ સહેલી રહેશે. પરિણામ ગમે તે આવે, ફાયદો અંગ્રેજો ને જ થવાનો હતો.

શીખોની સામે લડવા મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેમના પીર સૈયદ અહમદ રાયબરેલ્વીને દરેક રીતે સહાય કરીને સૌ પ્રથમ તેઓને પંજાબમાં મોકલ્યા. આ બન્ને **ભારતના ગદ્દારોએ** પંજાબની ભોળી અને ધર્મપ્રેમી મુસ્લિમ પ્રજાને ઈસ્લામના નામે શીખોની સામે લડવા ઉશ્કેરી અને તેવી સ્વાર્થી લડાઈઓને **જેહાદ** નું નામ આપ્યું. ભોળા મુસ્લિમો આ બન્ને ઠગોની માયાજાળમાં ફસાઈ ગયા અને ઈસ્લામના નામે **'જેહાદ'** નો સવાબ (પુણ્ય) કમાવવાના ભ્રમમાં શીખો સાથે લડવા ચાલી નિકળ્યા. આવી લડાઈનો અંગ્રેજોને તાત્કાલિક મોટો ફાયદો એ થયો કે શીખ અને મુસ્લિમ બન્ને પ્રજાનું ધ્યાન અંગ્રેજોથી હટી ગયું અને બન્ને પ્રજા એક-બીજા સામે લડવામાં એવી ગુલતાન બની ગઈ, કે તેઓ અંગ્રેજોને ભૂલી ગયા. અત્યાચારી અંગ્રેજોને દેશમાંથી હાંકી કાઢી દેશને આઝાદી અપાવવાની મહત્વની ફરજ વિસરી ગયા અને અંગ્રેજોની



સલ્તનતના પાયા મજબૂત બની ગયા.

પંજાબમાં પહોંચી **મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી** અને **સૈયદ અહમદે** શીખોની સામે **કહેવાતા જેહાદ** નો પ્રારંભ કર્યો ત્યાં સુધી તેઓની સંગાથેનું લશ્કર એવા ભ્રમમાં જ હતું કે આ બને બુઝુર્ગો ઈસ્લામ ફેલાવવા માટે પોતાની પ્રાણની બાઝી લગાવી રહ્યા છે, પણ તે ભ્રમ સરહદ પ્રાંતમાં પહોંચતાની સાથે જ ભાંગી ગયો. લોકો તેઓને ઈસ્લામના વફાદાર અને હમદર્દ સમજતા હતા. તેનાથી ઉલ્ટું પુરવાર થયું. **તેઓ ઈસ્લામના વફાદાર નહીં, બલ્કે અંગ્રેજોના વફાદાર હતા. તેઓ ઈસ્લામના હમદર્દ નહીં, બલ્કે અંગ્રેજોના ગુલામ હતા. તેઓ ફક્ત ઈસ્લામના જ ગદ્દાર નહીં બલ્કે માતૃભૂમિ ભારતના પણ ગદ્દાર હતા.** તેઓનો મુખ્ય ધ્યેય એ હતો, કે જે લોકો અંગ્રેજોના સામ્રાજયને વિસ્તરતો અટકાવવા માટે સમર્થ અથવા કારણભૂત હોય, તેઓની સામે લડો. પછી તે શીખ હોય કે મુસ્લિમ હોય. અંગ્રેજોનો દુશ્મન તે આપણો દુશ્મન.

મારા ઉપરોક્ત દાવાના સમર્થનમાં હું એટલું જ કહીશ કે **વહાબી-નજદી-તબલીગી જમાઅતના** પેશ્વાઓ મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને સૈયદ અહમદે કહેવાતા **'જેહાદ'** ની ચળવળ શરૂ કરેલી, તેનો સમય ગાળો **૨૦, ડીસેમ્બર ઈ.સ. ૧૮૨૬** થી શરૂ થએલો અને **૬, મે ઈ.સ. ૧૮૩૧** ના દિવસે પૂરો થએલો. જે હિસાબે **૪ વર્ષ ૫ મહિના અને ૧૬ દિવસ** એટલે કે લગભગ સાડા ચાર (૪ાા) વર્ષના ગાળામાં તેઓએ મહત્વ આપી શકાય તેવી લડાઈઓ કે જેનો વહાબી-તબલીગી જમાઅતના લેખકોએ પોતાની કિતાબોમાં ગર્વની સાથે ઉલ્લેખ કર્યો છે, તે લડાઈઓમાંની મોટા ભાગની લડાઈઓ ખુલ્લા મેદાનમાં નહીં, બલ્કે રાત્રીના અંધકારમાં મારેલા છાપા અને લૂંટફાટ જ કરેલી છે. ઉપરાંત તે કહેવાતી લડાઈઓની સંખ્યા

૨૨ (બાવીસ) જેટલી છે, જેમાંથી ૧૪ (ચૌદ) લડાઈઓ મુસ્લિમો સામે કરી છે. ઈસ્લામનું નામ વટાવી ખાઈ, પોતાના અંગત હીત અને સ્વાર્થ માટે કરેલી લૂંટફાટો અને ભારતની પ્રજા ઉપર ઝુલ્મો-સિતમ કરનારા નિર્દય અંગ્રેજોના પાયા મજબૂત કરવા માટે કરવામાં આવેલી લડાઈઓને **'જેહાદ'** નું નામ આપી વહાબી-તબલીગી જમાઅતના લેખકો અને સમીક્ષકો સમગ્ર મુસ્લિમ કૌમને શરમીંદા અને બદનામ કરી રહ્યા છે. અંગ્રેજોના ગુલામ અને લૂંટેરાઓને **'મુજાહિદ'** અને **'શહીદ'** ના ટાઈટલો આપી ઈસ્લામની પ્રતિષ્ઠતાને ઝાંખી પાડી રહ્યા છે. અને સૌથી વધુ ગંભીર બાબત તો એ છે કે **મુસ્લિમોની વિરૂદ્ધ ઝેર ઓકતા પ્રવચનો કરનારા અને મુસ્લિમોને નેસ્ત-નાબૂદ કરી નાખવાની પ્રવૃત્તિ કરનારા કોમવાદી રાજકીય પક્ષોને મુસ્લિમોની વિરૂદ્ધનું સાહિત્ય પ્રદાન કરી તેઓને કોમવાદનું ઝેર ફેલાવવા પ્રોત્સાહિત કરી રહ્યા છે.**

યે જબ્ર ભી દેખા હૈ, તારીખ કી નઝરોં ને,
લમ્હોં ને ખતા કી થી, સદીઓંને સઝા પાઈ

વાંચકોને સચોટ માહિતી મળી રહે તે માટે આધારભૂત કિતાબોના હવાલાથી વહાબી-તબલીગી જમાઅતના પેશ્વાઓએ કરેલી લડાઈઓની સંક્ષિપ્ત માહિતી અત્રે રજૂ કરૂં છું.





## વહાબી તબલીગી જમાઅતના પેશ્વાઓએ કહેવાતા 'જેહાદ' ના નામે કરેલી લડાઈઓ

**◆ શીખોની સામે**

૧. શીદુ
૨. અકોરા
૩. ડમગલા
૪. શનગારી
૫. મુઝફ્ફરાબાદ
૬. હઝરૂ
૭. અબાસીન

**સર્વેક્ષણ :**

**◆ મુસ્લિમોની સામે**

૧. ખૈબર
૨. પંજતાર
૩. હિન્દ (પહેલી)
૪. હિન્દ (બીજી)
૫. પેશાવર
૬. છતરબાઈ
૭. ઓતમાન ઝઈ
૮. અનબ
૯. કોહાટ
૧૦. માયાર
૧૧. મરદાન
૧૨. સવાત
૧૩. ઝીદા
૧૪. ખુલાબટ

**◆ શીખ-મુસ્લિમ સંગઠન સામે**

૧. બાલાકોટ

ઉપર મુજબ કુલ **૨૨ (બાવીસ)** લડાઈઓમાંથી શીખોની સામે ફક્ત **૭ (સાત)** લડાઈઓ જ થએલી. બાકીની ૧૪ (ચૌદ) લડાઈઓ સુન્ની મુસ્લિમો સામે અને એક લડાઈ કે જે વહાબીઓના પેશ્વાઓની અંતિમ લડાઈ હતી. તે લડાઈમાં મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેનો પીર સૈયદ અહમદ બન્ને ગુરૂ-ચેલા મૃત્યુને ભેટયા. તે લડાઈ સરહદ પ્રાંતના **બાલાકોટ** સ્થળે થએલી. આ લડાઈમાં શીખો અને મુસ્લિમો સંગઠિત થઈને વહાબીઓની સામે લડેલા.

## વર્ણનીય લડાઈઓની

## સંક્ષિપ્ત માહિતી

◆ **શીદુ :**

પંજાબના શીદુ નામના સ્થળે થએલી. જેમાં વહાબીઓના લશ્કરની સંખ્યા ૧,૦૦,૦૦૦ (એક લાખ) ની હતી. શીખોના લશ્કરમાં ૩૦ થી ૩૫ હજારની સંખ્યામાં સૈનિકો ઉપસ્થિત હતા. આ લડાઈમાં વહાબીઓના લશ્કરમાં રજવાડી ઠાઠમાઠ દ્રષ્ટિગોચર થતો હતો. સૈયદ અહમદ હાથી ઉપર બેસીને લડાઈમાં શામેલ થએલો. ઘમસાણની લડાઈ થઈ. મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને સૈયદ અહમદ લશ્કરને નધણિયાતી સ્થિતીમાં મૂકીને ભાગી ગયા. અનેક વહાબીઓ કપાઈ મુવા. અંતે વહાબીઓ ઉભી પુંછડીએ કાયરની જેમ નાઠા. શીખો નો વિજય થયો. શીખોએ વહાબીઓનો બધો લશ્કરી સરંજામ અને માલ-મત્તા લૂંટી લીધી.

(હવાલા માટે જુઓ (૧) **'હયાતે તયબહ'** લેખક : મીર્ઝા હયરત



દહેલ્વી, પ્રકાશક : મકતબા અત્તૌહિદ, દિલ્હી, **પેઈજ નં. ૩૦૪ અને ૩૦૫**
(૨) **'સૈયદ અહમદ શહીદ'** લેખક ગુલામ રસૂલ મહર, પ્રકાશક : કિતાબ મંઝીલ, લાહોર (પાકિસ્તાન) **પેઈજ નં. ૩૬૫, ૩૬૬, ૩૭૮ અને ૩૭૯)**

◆ **અકોરા :**

અકોરા કિલ્લામાં શીખ લશ્કર ઉંઘતું હતું. ત્યારે રાત્રે બે (૨) વાગ્યે વહાબીઓએ ઉંઘતા લશ્કર ઉપર છાપો માર્યો. શીખોના લશ્કરનો કમાન્ડર સરદાર બુધ્ધાસીંગ હતો. આ લડાઈમાં શીખોનો પરાજય થયો. વહાબીઓએ શીખોના માલ-સામાનની લૂંટફાટ કરી ઘણી માલ-મત્તા મેળવી.

(હવાલા માટે જુઓ : **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, પ્રકાશક, મકતબા અત્તૌહિદ, દિલ્હી, **પેઈજ નં. ૨૯૧ થી ૨૯૫)**

◆ **ડમગલા :**

આ લડાઈ ખુલ્લા મેદાનમાં લડવામાં નહોતી આવી, પરંતુ વહાબી તબલીગ જમાઅતના પેશ્વાઓની લૂંટારૂ ટોળકીએ પખલીના હાકિમ શીખ સરદાર હરીસીંગના પ્રતિનિધી સરદાર ફૂલસીંગ જયારે પોતાના જવાન યોદ્ધાઓની સાથે ડમગલા નામના સ્થળે ભર ઉંઘમાં હતો ત્યારે ઘસઘસાટ ઉંઘતા શીખો ઉપર વહાબીઓએ રાત્રે ૨-૦૦ વાગ્યા પછીના સુમારે અચાનક હલ્લો કરી અમૂક શીખોને મારી નાખી તેઓનો માલ-સામાન લૂંટી લીધો.

(હવાલા માટે જુઓ : **'હયાતે તય્યબહ'** લેખક: મિર્ઝા હયરત દહેલ્વી, પ્રકાશક,મકતબા અત્તૌહિદ, દિલ્હી,**પેઈજ નં. ૩૦૯)**

◆ **શનગારી :**

આ લડાઈ પણ શીખોની સામે થએલી. વહાબીઓના લશ્કરના સેનાપતિ તરીકે મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી હતો. આ લડાઈમાં વહાબીઓનો વિજય અને શીખોનો પરાજય થએલો.

(હવાલા માટે જુઓ : **'હકાઈકે તેહરીકે બાલાકોટ'**, લેખક : શાહ હુસૈન ગરદેઝી, પ્રકાશક : અલમજમઉલ ઈસ્લામી, મુબારકપુર, **પેઈજ નં. ૯૫** તથા **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, પ્રકાશક, મકતબા અત્તૌહિદ, દિલ્હી, **પેઈજ નં. ૩૧૩ થી ૩૧૪**)

◆ **મુઝફ્ફરાબાદ :**

મુઝફ્ફરાબાદ પંજાબ ખાતેનો શીખોનો મુખ્ય અડ્ડો હતો. અહીંનો વડો શેરશીંગ શીખોનો સરદાર હતો. શેરસીંગ સુલતાન નજફખાંનના સંગાથે પેશાવર ગએલો. તેની ગેરહાજરીનો લાભ લઈ વહાબીઓના લશ્કરે મોલ્વી ખૈરૂદ્દીન શેરકોઈની આગેવાની હેઠળ મુઝફ્ફરાબાદ ઉપર હુમલો કરી તેનો કબ્જો લઈ લીધો.

(હવાલા માટે જુઓ : **મૌલાના ઈસ્માઈલ દહેલ્વી ઔર તકવીયતુલ ઈમાન'** લેખક : મૌલાના શાહ અબૂલ હસન ઝૈદફારૂકી, પ્રકાશક : હઝરત શાહ અબૂલ ખૈર એકેડેમી, દિલ્હી, **પેઈજ નં. ૯૭**)

◆ **હઝરૂ :**

શીખોની વસ્તી ધરાવતું ગામ હતું. ગામ વાસીઓ રાત્રીની ગાઢ નિંદ્રામાં હતા તેનો લાભ લઈ વહાબીઓએ મોડી રાત્રે ગામ ઉપર ચઢાઈ કરી દીધી. ગાફેલ ગામવાસીઓની હત્યાઓ અને લૂંટફાટ કરી વહાબીઓ પલાયન થઈ ગયા.



(હવાલા માટે જુઓ : **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, પ્રકાશક : મકતબા અત્તૌહીદ, દિલ્હી **પેઈજ નં. ૨૯૫, ૨૯૬ અને ૨૯૭**)

◆ **અબાસીન :**

શીખોના સરદાર બુધસીંગ અને તેની કૌમની સામે થએલી. આ લડાઈમાં શીખો હારી ગયા અને લડાઈનું મેદાન છોડીને ભાગી ગયા. વહાબીઓએ શીખોના તજી દીધેલા લશ્કરી સરંજામ અને માલસામાનનો કબ્જો કરી લીધો.

(હવાલા માટે જુઓ : **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, પ્રકાશક : મકતબા અત્તૌહીદ, દિલ્હી **પેઈજ નં. ૩૦૦ અને ૩૦૨**)

◆ **ખૈબર :**

સરહદ પ્રાંતના દુર્રાની મુસ્લિમો સામે વહાબીઓએ આ લડાઈ કરેલી. આ લોકો પ્રારંભમાં મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેની ટોળકીને આવકારેલી પણ પછી ખબર પડી કે આ લોકો તો અંગ્રેજોના એજન્ટ અને વહાબી છે જેથી તેઓ વિરોધી થઈ ગયા. આ કારણે વહાબીઓ રોષે ભરાયા અને દુર્રાની સુન્ની મુસ્લિમો ઉપર ચઢાઈ કરેલી.

(હવાલા માટે જુઓ : **'સૈયદ અહમદ શહીદ'**, લેખક : ગુલામ રસૂલ મહર, પ્રકાશક : કિતાબ મંઝીલ, **પેઈજ નં. ૪૫૪**)

◆ **પંજતાર :**

સરહદના મુસ્લિમ સરદાર ફતેહખાન અને તેની કૌમની સામે વહાબી અકીદાઓ કબૂલ ન કરવાના અપરાધની શિક્ષા રૂપે વહાબીઓએ પંજતાર ઉપર હુમલો કરી તેનો કબ્જો કરી લીધો.

(હવાલા માટે જુઓ : **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, **પેઈજ નં. ૩૩૯** તથા **'સૈયદ અહમદ શહીદ'**, લેખક : ગુલામ રસૂલ મહર, **પેઈજ નં. ૭૦૨**)

◆ **હિન્ડ (પહેલી) :**

સરહદ પ્રાંતના મુસ્લિમ સરદાર ખાદીખાન સાથે વહાબીઓએ આ લડાઈ કરેલી. સરદાર ખાદીખાને શરૂ શરૂમાં મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને સૈયદ અહમદની મદદ કરેલી પણ તેઓના વહાબી અકીદા જાહેર થતાં તે વિરોધી થઈ ગયો. કેમ કે સરદાર ખાદીખાન ચુસ્ત સુન્ની અકીદા ધરાવતો હતો અને સરહદ પ્રાંતના પીરે તરીકત **હઝરત શયખ અબ્દૂલ ગફૂર અખૂન્દ** રહેમતુલ્લાહે તઆલા અલૈહે નો ખાસ મુરીદ હતો. તેણે સૈયદ અહમદની બયઅત નો, મુરીદ થવાનો તથા વહાબી અકીદાઓ અપનાવવાનો ઈન્કાર કરેલો. જેથી તેને પાઠ ભણાવવા વહાબીઓએ ખાદીખાનના કિલ્લા હિન્ડ ઉપર હુમલો કરી નિર્દયતા પૂર્વક અનેક નિર્દોષ મુસ્લિમોને મારી નાખ્યા. સરદાર ખાદીખાનને પણ ગોળી મારી દેવામાં આવી. સરદાર ખાદીખાનને 'શહીદ' કરી હિન્ડનો કબ્જો લઈ વહાબીઓએ હત્યાઓ અને લૂંટફાટનો આતંક મચાવી દીધો. ત્યાં સુધી કે સરદાર ખાદીખાનના જનાઝાની નમાઝ પઢવાની પણ મનાઈ કરી દીધી. લોકોએ રાતના છુપીને નમાઝે જનાઝા પઢી સરદાર ખાદીખાનને દફનાવી દીધો.

**હવાલા માટે જુઓ :**

(૧) **'સવાનેહ અહમદી'** લેખક : મુહમ્મદ જાફર થાનેસરી, પ્રકાશક : નફીસ એકેડેમી, કરાંચી (પાકિસ્તાન) **પેઈજ નં. ૨૪૩**

(૨) **'સૈયદ અહમદ શહીદ'** લેખક : ગુલામ રસૂલ મહર, **પેઈજ નં. ૪૮૭**



(૩) **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, **પેઈજ નં. ૩૩૦ અને ૩૩૨**

◆ **હિન્ડ (બીજી) :**

સરદાર ખાદીખાનના ભાઈ અમીરખાન સામે થએલી. હિન્ડ ની પહેલી લડાઈમાં સરદાર ખાદીખાનને શહીદ કરી વહાબીઓએ કિલ્લાનો કબ્જો કરી લીધેલો. જેથી સરદાર અમીરખાને હિન્ડના કિલ્લાને વહાબીઓના કબ્જામાંથી મુક્ત કરાવવા પેશાવરના હાકિમ સરદાર મુહમ્મદખાનનો સાથ લીધો. પેશાવરના હાકિમે ૫૦૦૦ (પાંચ હજાર) ની સશસ્ત્ર ફૌજ સરદાર અમીરખાનની સાથે મોકલી. સરદાર અમીરખાને હિન્ડના કિલ્લા ઉપર હુમલો કરીને તેનો કબ્જો લઈ લીધો. વહાબીયોનો નામોશી ભર્યો પરાજય થયો અને તેઓ કૈદી તરીકે પકડાયા. મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીને પણ અન્ય વહાબીઓની સાથે બંદીવાન બનાવીને પેશાવર લાવવામાં આવ્યો. મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી રાતના અંધારાનો લાભ લઈ જેલ તોડી નાસી ગયો.

(હવાલા માટે જુઓ : **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, પ્રકાશક : મકતબા અત્તૌહીદ, દિલ્હી, **પેઈજ નં. ૩૩૩**)

◆ **પેશાવર :**

હિન્ડ ની બીજી લડાઈમાં પરાજય પામી, કૈદી બન્યા પછી, જેલ તોડી મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી નાસી ગયા પછી તેણે મોટી સંખ્યામાં વહાબીયોની ફૌજ એકત્રિત કરી. હિન્ડ બીજી લડાઈમાં પેશાવરના હાકિમ સરદાર મુહમ્મદખાને સરદાર અમીરખાનને કરેલી મદદનો બદલો લેવા તેણે પેશાવર ઉપર આક્રમણ કર્યું. પેશાવરમાં વહાબીઓના લશ્કરે અંધાધુંધ આતંક

ફેલાવ્યો. બે હજાર (૨૦૦૦) મુસ્લિમોને શહીદ કરી નાખ્યા અને એક હજાર (૧૦૦૦) મુસ્લિમોને ઘાયલ કરી નાખ્યા. વહાબીઓએ પેશાવરના હાકિમ સુલતાન મુહમ્મદખાનના સમગ્ર પ્રદેશનો કબ્જો કરી લીધો.

(હવાલા માટે જુઓ : **'મૌલાના ઈસ્માઈલ દહેલ્વી ઔર તકવીયતુલ ઈમાન'** લેખક : મૌલાના શાહ અબૂલ હસન ઝૈદ ફારૂકી, પ્રકાશક : હઝરત શાહ અબૂલ ખૈર એકેડેમી, દિલ્હી, **પેઈજ નં. ૯૦** તથા 'હયાતે તય્યબહ' લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, **પેઈજ નં. ૩૪૫, ૩૪૬, ૩૪૯**)

◆ **ઓતમાન ઝઈ :**

સરહદ પ્રાંતના દુર્રાની મુસ્લિમો સામે આ લડાઈ વહાબીઓએ કરેલે. આ લડાઈમાં વહાબીઓએ તોપોનો વિપુલ પ્રમાણમાં ઉપયોગ કરેલી. ખૂદ સૈયદ અહમદ રાય બરેલ્વીએ સ્વયં એક તોપ તૈયાર કરી ઊંચી જગ્યાએ ગોઠવી દીધી અને તોપના પહેલા જ ધડાકાથી બસ્સો (૨૦૦) મુસ્લિમોને શહીદ કરી નાખ્યા. મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીએ એકી સાથે બે (૨) તોપો દ્વારા દુર્રાની મુસ્લિમો ઉપર ગોલા વરસાવ્યા. તોપોથી મુસ્લિમો ઉપર ગોલા ફેંકવાની જવાબદારી મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીએ રાજારામ રાજપૂતને સુપ્રદ કરેલી. રાજારામ રાજપૂતે તોપો દ્વારા ગોલા વરસાવીને દુર્રાની મુસ્લિમોનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. આ લડાઈમાં મોટી સંખ્યામાં દુર્રાની મુસ્લિમોને મારી નાખી વહાબીઓએ મુસ્લિમોની માલમત્તાની ઉઘાડી લૂંટફાટ કરી.

(હવાલા માટે જુઓ : **'સૈયદ અહમદ શહીદ'** લેખક : ગુલામ રસૂલ મહર, પ્રકાશક : કિતાબ મંઝીલ, લાહોર (પાકિસ્તાન) **પેઈજ નં. ૪૫૪** તથા **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, **પેઈજ નં. ૩૨૧, ૩૨૨**)



◆ **અનબ :**

કાશ્મિર જતાં માર્ગમાં અનબ નામનો ઈલાકાનો હાકિમ સરદાર પાઈન્દાખાં સુન્ની અકીદા ધરાવતો હતો, જેથી તેણે વહાબી અકીદાઓ કબૂલ કર્યા નહીં અને સૈયદ અહમદ ની બયઅત (મુરીદ થવું) કરવાનો ઈન્કાર કર્યો, જેથી વહાબીઓ રોષે ભરાયા અને **સરદાર પાઈન્દાખાન** ઉપર હુમલો કર્યો અને તેનો સમગ્ર પ્રદેશ કબ્જે કરી લીધો. સરદાર પાઈન્દાખાન પોતાની પત્નિ અને બાળકોને લઈ જીવ બચાવવા નાસી ગયો અને **અગરવર** વિસ્તારમાં આવેલી નદીને પેલે પાર આવેલા **શમઘરા** નામના ગામમાં છ (૬) મહિના સુધી છુપાઈને રહ્યો.

(હવાલા માટે જુઓ : **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, **પેઈજ નં. ૩૩૬ અને ૩૩૭** તથા **'મૌલાના ઈસ્માઈલ દહેલ્વી ઔર તકવીયતુલ ઈમાન'** લેખક : મૌલાના શાહ અબૂલ હસન ઝૈદ ફારૂકી, **પેઈજ નં. ૮૯**)

◆ **છતરબાઈ (ફુલળા) :**

અનબ થી નાસી ૬ (છ) મહિના સુધી અજ્ઞાતવાસમાં રહેલા સરદાર પાઈન્દાખાને શીખોના સરદાર હરીસીંગ પાસે મદદ માંગી. હરીસીંગે સરદાર પાઈન્દાખાનના પુત્ર **જહાનદાદાખાન** ને પોતાની પાસે ગિરવી (બાન) રાખીને મદદ કરી. છતરબાઈ નામના સ્થળે લડાઈ થઈ. જેમાં સરદાર પાઈન્દાખાનનો વિજય થયો, તેણે પોતાનો ગુમાવેલો પ્રદેશ ફરી પાછો મેળવ્યો અને વહાબીઓ ત્યાંથી નાસી ગયા.

(હવાલા માટે જુઓ : **'તારીખે તનાવલિયાં'** લેખક : **સૈયદ મુરાદઅલી** અલીગઢી, પ્રકાશક : મકતબા કાદરિયા, લાહોર, **પેઈજ નં. ૪૭ થી ૫૬**)

◆ **મરદાન :**

સરહદના મુસ્લિમો ઉપર વહાબીઓના લશ્કરે હુમલો કરી તલવારના જોરે તેઓનો પ્રદેશ કબ્જે કરી લીધો.

◆ **સવાત :**

સરહદના મુસ્લિમોના પ્રદેશમાં વહાબીયત ફેલાવવા તલવારનો ઉપયોગ કરીને મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને સૈયદ અહમદ રાયબરેલ્વીએ હુમલો કરીને કબ્જો કરી લીધો.

(ઉપરોક્ત બન્ને લડાઈના હવાલા માટે જુઓ **'તારીખે તનાવલિયાં'** લેખક : સૈયદ મુરાદઅલી અલીગઢી, પ્રકાશક : મકતબા કાદરિયા, લાહોર, 'પરિચય' ના પેઈજ નં. ૨, અઝ : મુહમ્મદ અ. કય્યુમ જલવાલ)

◆ **ખુલાબટ :**

સરહદના મુસ્લિમોની સામે કે જેઓ ચુસ્ત સુન્ની અકીદા ધરાવતા હતા. તેવા મુસ્લિમોને શીખો કરતાં પણ ખરાબ અને ખતરનાક સમજી વહાબીઓએ તેઓની ઉપર ચઢાઈ કરી.

(હવાલા માટે જુઓ : **'હકાઈકે તેહરીકે બાલાકોટ'** લેખક : શાહ હુસૈન ગરદેઝી, પ્રકાશન, અલ મજમઉલ ઈસ્લામી, મુબારકપુર,**પેઈજ નં. ૧૩૮**)

◆ **કોહાટ :**

કાબુલના અમીર દોસ્ત મુહમ્મદખાનના ભાઈ યાર મુહમ્મદખાં સામે ઈ.સ. ૧૮૩૦ માં સૈયદ અહમદે યુદ્ધ કરેલું. આ યુદ્ધમાં યારમુહમ્મદખાંનો પરાજય થએલો. કોહાટ ફતેહ કર્યા પછી સૈયદ અહમદ રાયબરેલ્વી 'સૈયદ બાદશાહ' ના નામે પ્રખ્યાત બન્યો.



(હવાલા માટે જુઓ : **'તારીખે તનાવલિયાં'**, લેખક : સૈયદ મુરાદઅલી અલીગઢી, પ્રકાશક : મકતબા કાદરિયા, લાહોર, **પેઈજ નં. ૪૭ થી ૫૬ સુધી**)

◆ **માયાર :**

સરહદના દુર્રાની મુસ્લિમો સામે જંગે ચડવાનું મુખ્ય કારણ વહાબીઓ માટે એ હતું કે દુર્રાની મુસ્લિમો ચુસ્ત સુન્ની અકીદા ધરાવતા હતા જેથી તેમણે સૈયદ અહમદ રાયબરેલ્વીના મુરીદ બની, વહાબી અકીદાઓનો સ્વીકાર કરવાનો ઈન્કાર કરેલો. આ લડાઈમાં એંસી (૮૦) દુર્રાની મુસ્લિમો શહીદ થયા અને અઠાવીસ (૨૮) વહાબીઓ મરાયા.

(હવાલા માટે જુઓ : **'સૈયદ અહમદ શહીદ'** લેખક : ગુલામ રસૂલ મહર, પ્રકાશક : કિતાબ મંઝીલ, લાહોર (પાકિસ્તાન) **પેઈજ નં. ૬૨૬**)

◆ **ઝીદા :**

સરદાર યાર મુહમ્મદખાં અને તેની કોમની સામે સૈયદ અહમદ રાયબરેલ્વીએ અકીદાઓના બહાના હેઠળ લડાઈ કરેલી. આ લડાઈમાં યાર મુહમ્મદખાં ના સાથીઓ સરહદી મુસ્લિમો ૩૦૦ ની સંખ્યામાં શહીદ થયા. ૩૦૦ (ત્રણસો) મુસ્લિમોને શહીદ કરવાનું અધમ કૃત્ય કરીને સૈયદ અહમદે બે (૨) રકાત નમાઝ શુકરાનાની અદા કરેલી.

(હવાલા માટે જુઓ : **'સૈયદ અહમદ શહીદ'** લેખક : ગુલામ રસૂલ મહર, પ્રકાશક : કિતાબ મંઝીલ, લાહોર (પાકિસ્તાન) **પેઈજ નં. ૪૫૩**)

◆ **બાલાકોટ :**

મુસ્લિમો ઉપર વહાબીઓના અત્યાચારો ચરમ સીમાએ પહોંચી જતાં, તેઓના ઝુલ્મો સિતમથી કાયમી છુટકારો મેળવવા મુસ્લિમોએ શીખોની સાથે સંગઠન કર્યું અને તા. ૬ઠ્ઠી મે, ૧૯૩૧ ના દિવસે બાલાકોટ નામના

સ્થળે વહાબીઓની સામે અંતિમ લડાઈ થઈ જેમાં અંગ્રેજોના વફાદાર ગુલામો અને એજન્ટો મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી, સૈયદ અહમદ રાયબરેલ્વી અને અનેક વહાબીઓ કપાઈ મુવા.

(હવાલા માટે જુઓ : **'મુશાહિદાતે કાબુલ-વ-યાગિસ્તાન'** લેખક : મુહમ્મદ અલી કુસૂરી, પ્રકાશક : અંજુમને તરકીયે-ઉર્દુ, કરાંચી. પેઈજ નં. ૧૧૮)

**નોટ :**

ઉપરોક્ત લડાઈઓ પૈકીની બાલાકોટ ખાતેની અંતિમ લડાઈમાં શા માટે મુસ્લિમોએ શીખોનો સાથ લીધો ? તેની વિસ્તૃત માહિતી આ પ્રકરણ પછીના પ્રકરણમાં આવશે. તથા ઉપરોક્ત લડાઈઓ ઉપર સામુહિક વિવેચન પણ કરવામાં આવશે. ટૂંકમાં ફક્ત એટલું કે વહાબીઓના અત્યાચારો એટલા વધી ગયા હતા કે મુસ્લિમ ખાનદાનની યુવાન વિધવાઓને જબરદસ્તી પોતાની પત્નિ બનાવી લેતા. ખૂદ સૈયદ અહમદે બે (૨) યુવતિઓને પોતાની પત્નિ બનાવી લીધી.

એક મહત્વની બાબત જાણી લેવી જરૂરી છે, કે વહાબીઓના પેશ્વાઓની સાથે સરહદના મુસ્લિમોને કઈ રીતે વાંધા પડેલા અને તે વાંધાનું કારણ શું હતું ?





## સરહદના મુસ્લિમો સામે જંગે ચડવાના કારણો

પંજાબમાં રાષ્ટ્ર-પ્રેમી શીખોના હાથે માર ખાઈ, ખોખરા બની મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેનો પીર સૈયદ અહમદ પોતાની ટોળકી સાથે સરહદ પ્રાંત તરફ ભાગી ગયા. સરહદ પ્રાંતના **હિન્ડ** નામના સ્થળે બન્નેએ ૧૨ જમાદિલ આખિર, ઈ.સ. ૧૨૪૨ ના દિવસે એક વિશાળ સભાનું આયોજન કર્યું અને ઈસ્લામના નામે જેહાદ કરવા લોકોને એકત્રિત કર્યા. તે સભામાં સૈયદ અહમદને **'અમીરૂલ મોઅ્મેનીન'** નો ખિતાબ અર્પણ કરવામાં આવ્યો.

તે સમયના સરહદ પ્રાંતના મુસ્લિમોને સૈયદ અહમદ ના અકીદાઓની જાણકારી નહોતી. સરહદના મુસ્લિમો ચુસ્ત સુન્ની અકીદાના હતા. હનફી મઝહબ પાળતા હતા. સરહદના મુસ્લિમો સૈયદ અહમદ રાયબરેલ્વી તથા ઈસ્માઈલ દહેલ્વીને પણ પોતાની જેમ સુન્ની-હનફી સમજતા હતા. જેથી શરૂ શરૂમાં સરહદના મુસ્લિમોએ તેઓની ભરપૂર તરફેણ અને સહાય કરી. તેઓના માટે તન-મન-ધન ની કુરબાની આપવા તત્પર બની ગયા. પરવાના જેમ શમ્આ પર ન્યોછાવર થાય છે તેમ ન્યોછાવર થવા લાગ્યા. તેઓને પોતાના મઝહબી અને સમાજી રેહબર સમજવા લાગ્યા.

પોતાના પ્રત્યેની લોકોની લાગણીનો આવો જુવાળ જોઈ વહાબીઓના પેશ્વાઓ મનમાં હરખાવવા લાગ્યા. અંગ્રેજો પ્રત્યેની વફાદારી વ્યક્ત કરવા માટે તથા વહાબી ધર્મના અકીદાઓના પ્રચાર માટે પ્લેટફોર્મ તૈયાર કરવામાં સરળતા રહેશે એવા આશાવાદમાં રાચવા લાગ્યા. સૈયદ અહમદ પોતાના મનની લાગણીઓ ઉપર સંયમ રાખી શકયો, પણ મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી

પોતાના ઉતાવળીયા સ્વભાવના કારણે વહાબી અકીદાઓને તાત્કાલિક પ્રચલિત કરવા માટે ઉત્સુક હતો. મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીએ અકીદાઓની બાબતમાં ઉતાવળ કરી અને વહાબી-નજદી ધર્મના ગંદા અકીદાઓનો પ્રચાર શરૂ કરી દીધો. પરિણામે સરહદના મુસ્લિમો ધીરેધીરે તેઓથી દૂર થતા ગયા. જો કે ઈસ્માઈલ દહેલ્વીનો પીર સૈયદ અહમદ હાલ તૂરત અકીદાઓની વિવાદાસ્પદ બાબત છેડવા નહોતો ઈચ્છતો, પણ મોલવી ઈસ્માઈલ દહેલ્વીએ શીખો સામે જેહાદ કરવાની બાબત કરતાં વહાબી ધર્મના અકીદાઓને પ્રચલિત કરવાની બાબતને અગ્રતા આપી. ત્યાં સુધી કે પોતાના બાતિલ અકીદાઓની સાથે સહમત ન થનારા સરહદના મુસ્લિમો ઉપર **કાફિર** અને **મરદૂદ**ના ફત્વા આપ્યા. હદ તો ત્યારે થઈ કે તેઓ એ **'જેહાદ'** ની કામગિતી શીખો સામે થંભાવી દીધી અને **'જેહાદ'** નો રૂખ મુસ્લિમો તરફ ફેરવી નાખ્યો.

વહાબીઓના વર્ણનીય પેશ્વાઓ સરહદ પ્રાંતના મુસ્લિમોને અંગ્રેજોના કહેવાથી કતલ કરવાની સ્કીમ લઈને જ આવેલા, પણ કોઈપણ જાતના કારણ વગર મુસ્લિમોને મારી નાખવાથી મોટા પાયે બુમરાણ મચી જવાનો ભય હતો. જેથી તેમણે પોતાની સ્કીમની સફળતા માટે બહાના શોધી કાઢયા. જેમાંથી પહેલું બહાનું એ હતું કે સૈયદ અહમદ **અમીરૂલ મોઅ્મેનીન** છે. માટે તેઓના હાથ ઉપર 'બયઅત' કરી, તેમના મુરીદ બની જાઓ અને સૈયદ સાહેબની **'ઈમામત'** નો સ્વીકાર કરો. બીજું બહાનું એ હતું કે તમો કબ્રોની ઝિયારત, નબીયો-વલીયોના ઈખ્તિયાર, વગેરે માન્યતાઓ ધરાવો છો, જે **'શિર્ક'** છે. અને આવી માન્યતાઓના કારણે તમો **'કાફિર'** અને **'મુશ્રિક'** છો, માટે તમારા અકીદાઓથી તોબા કરી, નવેસરથી ઈસ્લામમાં દાખિલ થવા, સૈયદ અહમદના હાથ ઉપર બયઅત કરી (મુરીદ બની) અમારા વહાબી-નજદી ધર્મના અકીદાઓ અપનાવો.



વહાબીઓના પેશ્વાઓની ઉપરોક્ત દરખાસ્તથી સરહદ પ્રાંતના મુસ્લિમો અને આલિમો ચોંકી ઉઠયા. ચોતરફથી વહાબી અકીદાઓ વિરૂદ્ધ શોરબકોર શરૂ થઈ ગયો અને સરહદ પ્રાંતની સુન્ની મુસ્લિમ પ્રજા તેઓની વિરૂદ્ધ થઈ ગઈ.

અત્રે એક હવાલો રજુ છે.

**હવાલો :**

**'હિન્દુસ્તાન કે ગૌશ-એ-શિમાલો મગરિબ કી સરહદ પર જો પહાડી કૌમેં રહેતી હૈં વો સુન્નીયુલ-મઝહબ હનફી કૌમેં હૈં. ચૂં કે પહાડી કૌમેં ઉન કે અકાઈદ કે મુખાલિફ થી. ઈસ લિયે વો વહાબી ઉન પહાડીયોં કો હરગિઝ ઈસ બાત પણ રાઝી ન કર સકે, કે વો ઉન કે મસાઈલ કો ભી અચ્છા સમઝતે.'**

હવાલા માટે જુઓ : **'મકાલાતે સર સૈયદ'** લેખક : મુહમ્મદ ઈસ્માઈલ પાણીપતી, પ્રકાશક : મજલિસે તરકીએ-અદબ, લાહોર, **ભાગ-૯, પેઈજ નં. ૧૩૯, ૧૪૦)**

—:: ગુજરાતી અનુવાદ ::—

'ભારતના સિમાડાની ઉત્તર-પશ્ચિમ સરહદ ઉપર જે પહાડી કૌમો વસવાટ કરે છે, તે સુન્ની મઝહબ હનફી કૌમો છે. પહાડોમાં વસતી કૌમો તેઓના અકીદાઓની વિરૂદ્ધ હતી જેથી તે વહાબી લોકો પહાડોમાં વસતા લોકોને એ વાત ઉપર રાજી ન કરી શકયા કે પહાડી લોકો તેઓના કાનૂનોને સરસ સમઝે.

ઉપરોક્ત હવાલાથી એ વાતને સમર્થન મળ્યું કે સરહદ પ્રાંતમાં વસતા સુન્ની મુસ્લિમોએ વહાબીઓના અકીદાઓનો સ્વીકાર કર્યો નહીં. બલ્કે

સરહદ પ્રાંતના આલિમોએ વહાબીઓનો જોરદાર વિરોધ કર્યો અને તેઓની વિરૂદ્ધ ફત્વાઓ પણ આપ્યા. જો કે શરૂ શરૂમાં જયાં સુધી અંગ્રેજોના એજન્ટો મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી, સૈયદ અહમદ અને તેની ટોળકીની વહાબીયત ઉઘાડી ન પડી હતી, ત્યાં સુધી તો સરહદ પ્રાંતના સ્થાનિક સુન્ની આલિમોએ તેઓનું સમર્થન કરેલું.

**હવાલો :**

**'હઝરત મૌલાના શયખ અબ્દુલ ગફૂર અખૂન્દ સવાતી દુર્રાની સરદારોં કે પીરે તરીકત થે. શુરૂ મેં આપ ભી સૈયદ સાહબ કે હમ-નવા થે; લેકીન મુજાહેદીન કી વહાબિયાના સરગર્મીયોં સે મુતનફિફર હૂએ ઔર વહાબી મુજાહેદીન કે ખિલાફ તઝલીલ કા ફત્વા દિયા. આપ કે હમ નવા ઓલોમા મેં હઝરત મૌલાના મીયાં નસીર અહમદ અલ-મઅરૂફ કિસ્સા ખ્વાની મુલ્લા, હઝરત મૌલાના હાફિઝ દરાઝ પેશાવરી, શારેહ બુખારી ઔર મુલ્લા અઝીમ અખૂન્દ ઝાદા વગેરહ સરે ફેહરિસ્ત થે.'**

(હવાલા માટે જુઓ : **'હકાઈકે તેહરીકે બાલાકોટ'** લેખક : શાહ હુસૈન ગરદેઝી, પ્રકાશક : અલ-મજમઉલ-ઈસ્લામી, મુબારકપુર, **પેઈજ નં. ૧૧૬ અને ૧૧૭**)

-:: ગુજરાતી અનુવાદ ::-

'હઝરત મૌલાના શયખ અબ્દુલ ગફૂર અખૂન્દ સવાતી સરહદના દુર્રાની સરદારોના પીરે તરીકત હતા. શરૂમાં આપ પણ સૈયદ સાહબના સમર્થક હતા. પરંતુ મુજાહિદોની વહાબીયતની ચળવળથી નારાઝ થઈ ગયા અને વહાબી મુજાહિદોના ગુમરાહ હોવાનો ફત્વો આપ્યો. આપના ફત્વા ના



સમર્થક આલિમોમાં હઝરત મૌલાના મીયાં નસીર અહમદ કે જેઓ કિસ્સા ખ્વાની મુલ્લા તરીકે મશહૂર હતા તેઓ તથા બુખારી શરીફની શરહ લખનારા હઝરત મૌલાના હાફિઝ દરાઝ પેશાવરી અને મુલ્લા અઝીમ અખૂન્દઝાદાના નામો મોખરે છે.'

વાંચકો માટે હવે કોઈ દ્વિધા નહીં રહી હોય. વહાબી-તબલીગી જમાઅતના પેશ્વાઓ ઈસ્લામના નામે શીખોની સામે કે ભારતની આઝાદી માટે અંગ્રેજો સામે લડવા નહોતા ગયા પણ અંગ્રેજોના એજન્ટ બની, અંગ્રેજોના સબળ વિરોધી મુસ્લિમોને મઝહબના નામે લડાવવા માટે વહાબી-નજદી અકીદાઓના પ્રચાર માટે જ ગએલા. તેઓની વહાબીયત જાહેર થઈ એટલે તેઓની વિરૂદ્ધ લોક જુવાળ ઉભો થયો.

ઉપરોકત ફકરામાં જે **હઝરત શયખ અબ્દુલ ગફૂર અખૂન્દ** રહેમતુલ્લાહે તઆલા અલયહે નું વર્ણન છે, તેઓનું સરહદ પ્રાંતમાં એટલું વર્ચસ્વ હતું કે સરહદ પ્રાંતનો દરેક મુસ્લિમ આપનો **પડયો બોલ ઝીલવા** સદા તત્પર રહેતો. શરૂમાં આપે **કહેવાતા વહાબી મુજાહિદો**ને સુન્ની સમજી સમર્થન કર્યું. તો સરહદના દરેક સ્થળેથી સમર્થન મળ્યું. પણ હઝરત શયખ અબ્દુલ ગફૂર કટ્ટર સુન્ની અને આશિકે રસૂલ હતા. ટૂંકા ગાળામાં જ આપે જાણી લીધું કે **જેહાદ**ના નામે આવેલા આ લોકો તો **વહાબી-નજદી** છે. વહાબીયોનો દંભનો બુરકો ચિરાઈ ગયો અને હઝરત શયખ અબ્દુલ ગફૂર અખૂન્દે તેઓને તજી દીધા. ફકત તજી ન દીધા બલ્કે આપે તેઓનો જોરદાર વિરોધ કર્યો. હઝરત શયખ અબ્દુલ ગફૂર અખૂન્દ જેવા **પીરે તરીકત** જેવી આદરણીય અને સન્માનનીય હસ્તી દ્વારા વિરોધ કરવાના પરિણામ રૂપે, સરહદ પ્રાંતના લોકો અને આલિમો પણ વહાબીઓની વિરૂદ્ધ ખુલ્લમ ખુલ્લા મૈદાનમાં આવી ગયા.

વહાબીઓના **ઢોલના પોલ**ની હકીકત ઉઘાડી પડી જતાં તેઓ પણ ભૂરાયા

થયા અને સરહદ પ્રાંતમાં વહાબીયતની ચળવળને દાદાગિરીના માર્ગે ફેલાવવાની નિતી અપનાવી. સૌ પ્રથમ તો તેઓએ વહાબીઓના પેશ્વા અને ઈમામ સૈયદ અહમદને **અમીરૂલ મોઅ્મેનીન** તરીકે માન્ય કરી, તેના હાથ ઉપર બયઅત (મુરીદ) થવા લોકો ઉપર દબાણ કર્યુ અને જે લોકોએ બયઅત કરવાનો ઈન્કાર કર્યો તેઓને **કાફિર, મુનાફિક, મુર્તદ** અને **બાગીના** ફત્વા આપ્યા.

**હવાલો :**

મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી પોતાના પીર સૈયદ અહમદની ઈમામત વિષે લખે છે કે :

**'હર કે ઈમામતે આં જનાબ ઈબ્તેદાઅન કબૂલ ન કુનદ યા બઅ્દલ કબૂલ ઈન્કાર નુમાયદ, પશ-હમૂન અસ્ત બાગી મુસ્તહલ્લુદ દમ કે કત્લે-ઉ મિસ્લે કત્લે કુફ્ફાર ઐન જેહાદ અસ્ત.'**

(હવાલા માટે જુઓ : **'મક્તુબાતે સૈયદ અહમદ શહીદ'** સંપાદક : મુહમ્મદ જાફર થાનેસરી, પ્રકાશક : નફીસ એકેડેમી, કરાંચી (પાકિસ્તાન) **પેઈજ નં. ૧૬૯, મક્તૂબ નં. ૩૧**)

—:: ઉપરોક્ત ફારસી ફકરાનો ઉર્દુ અનુવાદ ::—

'જો શખ્સ આં જનાબ કી ઈમામત ઈબ્તેદા હી સે કબૂલ ન કરે, યા કબૂલ કરને કે બાદ ઉસ સે ઈન્કાર કરે, વો ઐસા બાગી હૈ કે ઉસ કા ખૂન બહાના હલાલ હૈ ઔર ઉસકા કત્લ કરના કાફિરોં કે કત્લ કી તરહ ઐન જેહાદ હૈ.'

(હવાલા માટે જુઓ : **'મૌલાના ઈસ્માઈલ દહેલ્વી ઔર તકવીયતુલ ઈમાન'** લેખક : મૌલાના શાહ અબુલ હસન ઝૈદ ફારૂકી, પ્રકાશક : હઝરત શાહ અબૂલ ખૈર એકેડેમી, દિલ્હી, **પેઈજ નં. ૮૩**)



—:: ઉપરોક્ત ઉર્દુ ફકરાનો ગુજરાતી અનુવાદ ::—

જે શખ્સ આ જનાબ (સૈયદ અહમદ) ની ઈમામત પ્રારંભ થી જ સ્વીકારે નહીં અથવા સ્વીકાર કર્યા બાદ તેનો ઈન્કાર કરે, તે શખ્સ એવો બાગી છે કે તેનું લોહી વહેવડાવું હલાલ છે અને તેને કત્લ કરવો કાફિરને કત્લ કરવા સમાન અસ્લ જેહાદ છે.'

વહાબીઓની ચાલબાઝી જુઓ મુસ્લિમો સામે તલવાર ઉગામી તેઓને મારી નાખવાને યોગ્ય ઠરાવવા માટે પ્લેટફોર્મ બનાવી રહ્યા છે. પોતાના કુકર્મોને ઈસ્લામી દ્રષ્ટિકોણથી યોગ્ય ઠરાવવાની પેંતરાબાઝી કરી રહ્યા છે. પોતાની આ સ્વાર્થી લડાઈ અંગ્રેજોના પાયા મજબૂત બનાવવા માટે છે, તેવું ખુલ્લમ ખુલ્લા કહેવાના બદલે તેને ઈસ્લામી રૂપ આપી રહ્યા છે. અંગ્રેજોની સામે તલવાર ઉગામવાને ઈસ્લામની વિરૂદ્ધ કહેનારાઓ મુસ્લિમોને મારી નાખવાના અધમ કૃત્યને યોગ્ય પુરવાર કરવા મથામણ કરી રહ્યા છે. સાચા મુસ્લિમોને કાફિરનો ફત્વો આપી, તે ફત્વાની આડમાં મુસ્લિમોની હત્યાની મલિન પ્રવૃત્તિ આચરી રહ્યા છે.

**હવાલો :**

**'૧૮૩૦ ઈસ્વી મેં સૈયદ અહમદ બરેલ્વી ઔર મુહમ્મદ ઈસ્માઈલ દહેલ્વીને પેશાવર, મર્દાન ઔર સવાત કી મુસ્લિમ આબાદી કો બઝોરે શમશીર મેહકૂમ બનાકર સરદાર પાઈન્દાખાન કો પૈગામ ભિજવાએ ઔર ખૂદ મિલ કર ભી બયઅત કી દા'વત દી. જબ વો બયઅત પર તૈયાર ન હૂવા તો સૈયદ સાહબને ઉસ પર કુફ્ર કા ફત્વા લગાકર ચઢાઈ કર દી.'**

(હવાલા માટે જુઓ **'તારીખે તનાવલીયાં'** લેખક : સૈયદ મુરાદ અલી અલીગઢી, પ્રકાશક : મક્તબા કાદરિયા, લાહોર (પાકિસ્તાન) નો 'પરિચય' **પેઈજ નં. ૨**, અઝ : મુહમ્મદ અ. કય્યૂમ જલવાલ)

—:: ગુજરાતી અનુવાદ ::—

'ઈ.સ. ૧૮૩૦ માં સૈયદ અહમદ બરેલ્વી અને મુહમ્મદ ઈસ્માઈલ દહેલ્વીએ પૈશાવર, મર્દાન અને સવાતની મુસ્લિમ આબાદીને તલવારના જોરથી પરાધિન બનાવીને સરદાર પાઈન્દાખાનને પૈગામ મોકલ્યો અને પ્રત્યક્ષ મળીને પણ બયઅત (મુરીદ થવા) નું આમંત્રણ આપ્યું. જયારે તે મુરીદ બનવા તૈયાર ન થયો તો સૈયદ સાહેબે તેના ઉપર કાફિર નો ફત્વો આપી ચઢાઈ કરી દીધી.

સરદાર પાઈન્દાખાનનો ગુનોહ શું હતો ? ફક્ત એટલો જ કે તેણે વહાબીઓના પેશ્વાનો મુરીદ બનવાનો ઈન્કાર કર્યો. ફક્ત મુરીદ ન બનાવાના કારણે તે કાફિરના ફત્વાનો અને વહાબીઓના હુમલાનો પણ ભોગ બન્યો. ભારતના નાગરિકો અને ખાસ કરીને મુસ્લિમો ઉપર અમાનુષી અત્યાચારો કરનારા દુષ્ટ અને ઝાલિમ અંગ્રેજોની વિરૂદ્ધ આઝાદીની જંગ લડવાથી મુસ્લિમોને અટકાવનારા અને અંગ્રેજોની વિરૂદ્ધ જેહાદ કરવાને ગુનાહ કહેનારા વહાબીઓ નિર્દયતાથી સુન્ની મુસ્લિમો ઉપર આક્રમણ કરી રહ્યા છે. મુસ્લિમોને મારી નાખવા, તેઓની માલ-મત્તા લૂંટવી, મુસ્લિમોની યુવાન છોકરીઓને જબરદસ્તી પોતાની સાથે નિકાહ કરવા માટે મજબૂર કરવી, અંગ્રેજોના પાયા મજબૂત બનાવવા **મઝહબ અને દેશની સાથે 'ગદ્દારી' કરવી**, એ બધી બાબતો ઈતિહાસના પૃષ્ઠોમાં સુરક્ષિત છે, પણ બે-શરમીની હદ છે કે આવા લૂંટેરાઓ, હત્યારાઓ, ડાકૂઓ, વ્યભિચારીઓ અને **દેશના ગદ્દારોને વહાબી-તબલીગ જમાઅતના લોકો**



**'શહીદ' ના ટાઈટલથી નવાઝી લોકોની આંખે પાટા બાંધી રહ્યા છે.** બલ્કે આવા નપાવટ લોકોને 'શહીદ'નું ટાઈટલ આપી **'શહીદ'** અને **'શહાદત'** ના મરતબાની પણ તૌહીન કરી રહ્યા છે. જો આવી રીતે લૂંટેરાઓને પણ શહીદમાં ખપાવવામાં આવશે તો **'શહીદ'** શબ્દનું જ અવમુલ્યાંકન થઈ જશે.

ફક્ત સરદાર પાઈન્દાખાન જ નહીં બલ્કે સમગ્ર સરહદ પ્રાંતના મુસ્લિમ લોકો અને સરદારો વહાબીઓના અત્યાચારના ભોગ બનેલા. મુસ્લિમોને પોતાના 'શિકાર' બનાવવા વહાબીઓ કેવા પ્લાનીંગ કરતા તે જુઓ.

**હવાલો :**

વહાબી-તબલીગી જમાઅતના પ્રથમ પેશ્વા અને ઈમામ મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી પોતાના પીર સૈયદ અહમદ ને સંબોધીને પત્રમાં લખે છે કે :

**'યહાં દો મઆમલે દર પૈશ હૈં. એક તો મુફસિદોં ઔર મુખાલિફોં કા ઈરતેદાદ સાબિત કરના ઔર કત્લો-ખૂન કે જવાઝ કી સૂરત નિકાલના ઔર ઉન કે અમવાલ કો જાઈઝ કરાર દેના.'**

(હવાલા માટે જુઓ : **'મક્તૂબાતે સૈયદ અહમદ શહીદ'** (ઉર્દુ અનુવાદ) અનુવાદક : સખાવત મિર્ઝા, પ્રકાશક : નફીસ એકેડેમી, કરાંચી, **પેઈજ નં. ૨૪૧**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'અહીં બે બાબતો ઉપસ્થિત છે. એક તો ફસાદ કરનારા વિરોધીઓને મુર્તદ (ઈસ્લામથી બહાર) સાબિત કરવું અને તેઓને કત્લ કરી ખૂન વહેવડાવવું જાઈઝ પુરવાર કરવાના સંજોગો ઉભા કરવા અને તેઓની માલ-મત્તા લૂંટવી જાઈઝ સાબિત કરવી.

ઉપરોક્ત ફકરામાં સ્પષ્ટ પુરવાર થયું કે વહાબી તબલીગી જમાઅતના પેશ્વાઓ માટે એ બાબત જ મહત્વની હતી કે વિરોધીઓ (સુન્નીઓ) ને કાફિરના ફત્વા આપી, તેઓની મારી નાખવા અને તેઓની માલ-મત્તા લૂંટી લેવી. આ બધા અધમ કૃત્યોને જાઈઝ (યોગ્ય) પુરવાર કરવા માટેના સંજોગો કઈ રીતે ઉભા કરવા તે બાબત મહત્વની હતી. પોતાના મનઘડત ફત્વાની આડમાં તેઓએ જે આતંક ફેલાવ્યો તે એટલો નીંદનીય છે કે કયામત સુધી તેઓ વિશ્વના મુસ્લિમો અને ભારતીય નાગરિકોની દ્રષ્ટિએ હડધૂત જ બની રહેશે. તેઓની ફત્વા બાઝી શરૂ થતાં જ સરહદના મુસ્લિમોમાં જે પ્રત્યાઘાતો પડયા તે માટે એક હવાલો રજુ છે.

**હવાલો :**

**'જબ કોઈ અમીર મુસલમાન ઔર આલિમ પંજાબ કા ઉનકી તરફ મુતવજ્જેહ ન હુઆ, તબ ઉન્હોંને ઉનકી તકફીર કા ફત્વા જારી કિયા. ઉસ ફત્વ-એ-તકફીર કે ઈજરા સે તમામ મુલ્કે પંજાબ કે અમીર ઔર ઓલોમા નારાઝ હો ગએ ઔર જવાબ લિખે કે તુમ વહાબી મઝહબ હો, તુમ સે બયઅત કરના રવા નહીં.'**

(હવાલા માટે જુઓ : **'ફરિયાદે મુસ્લિમીન'** લેખક : મુન્શી મુહમ્મદ હુસૈન 'મહેમૂદ', પ્રકાશક : મતબઅ રિયાઝે હિન્દ, અમૃતસર, **પેઈજ નં. ૯૮**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'જયારે પંજાબનો કોઈપણ મુસ્લિમ સરદાર અને આલિમ તેઓની તરફ પ્રેરાયો નહીં ત્યારે તેઓ (વહાબીઓ) એ તેઓના ઉપર કાફિરના ફત્વા આપ્યા. કાફિરનો તે ફત્વો પ્રચલિત થવાના કારણે પંજાબ પ્રાંતના સરદારો



અને આલિમો નારાઝ થઈ ગયા અને જવાબો લખ્યા કે તમો વહાબી મઝહબ છો. તમારાથી મુરીદ થવું યોગ્ય નથી.'

અત્રે એક અન્ય હવાલો પ્રસ્તુત છે.

**હવાલો :**

**'આપ કી ઈતાઅત તમામ મુસલમાનોં પર વાજિબ હૂઈ. જે આપ કી ઈમામત કો સિરે સે તસ્લીમ ન કરે યા તસ્લીમ કરને સે ઈન્કાર કર દે, વો બાગી મુસ્તહિલ્લુદ-દમ હૈ ઔર ઉસ કા કત્લ કુફ્ફાર કે કત્લ કી તરહ ખુદા કી ઐન મરઝી હૈ. મોઅતરેઝીન કે એઅતરાઝાત કા જવાબ તલવાર હૈ, ન કે તેહરીર વ તકરીર.**

(હવાલા માટે જુઓ : **'સીરતે સૈયદ અહમદ શહીદ'** લેખક : સૈયદ અબૂલ હસન અલી નદવી, પ્રકાશક : એમ. એચ. સઈદ એન્ડ કંપની - કરાંચી (પાકિસ્તાન) **પેઈજ નં. ૪૮૫**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'આપની પેરવી કરવી તમામ મુસલમાનોં પર વાજીબ થઈ. જે આપની ઈમામતને જડમૂળ થી જ ન માને અથવા સ્વીકાર કરવાનો ઈન્કાર કરે તે એવો બાગી છે, કે તેનું લોહી વહેવડાવવું હલાલ છે અને તેને કતલ કરવો, કાફિરને કત્લ કરવા સમાન ખુદાની મુખ્ય ઈચ્છા છે. આક્ષેપ કરનારાઓના આક્ષેપોનો જવાબ તલ્વાર છે. લેખન કે પ્રવચન નથી.'

ટૂંકમાં ફક્ત એટલું કે જે લોકો વહાબી-તબલીગી જમાઅતના પેશ્વાઓના અકીદાઓની સાથે સહમત થયા નહીં તે લોકો ઉપર વહાબીઓએ નવા-નવા ફત્વા લગાડી, તેઓની હત્યા કરવી અને તેઓની

માલ-મત્તા લૂંટી લેવાની નાપાક પ્રવૃત્તિઓને યોગ્ય ઠરાવવા માટે મઝહબનો આશરો લીધો. ઈસ્લામના નામ ઉપર કરવામાં આવતા **'જેહાદ'** નું મનઘડત અને મનગમતું અર્થઘટન કર્યું અને નિર્દોષ તથા વતન-પ્રેમી મુસ્લિમોને રહેંશી નાખ્યા.

વહાબીઓની ઈસ્લામ અને મુસ્લિમો વિરૂદ્ધની પ્રવૃત્તિઓ, અંગ્રેજો પ્રત્યેની વફાદારી, **માદરે-વતનની સાથે ગદ્દારી**, અહંકાર અને ઘમંડી વલણ, સ્વાર્થી નિતી, આર્થિક પ્રલોભન વૃત્તિ,વાસના-તૃપ્તિ ઉત્સુકતા અને એવી અનેક અસામાજિક ચેષ્ટાઓના કારણે સરહદ પ્રાંતમાં વિરોધનો વંટોળ ફેલાઈ ગયો. મુસ્લિમોએ માથે પડેલા અનિષ્ટને નષ્ટ કરવાનો મક્કમ નિર્ધાર કર્યો અને અંતે... શીખોની સાથેનું મુસ્લિમોનું સંગઠન થયું. ઈસ્લામ અને દેશના દુશ્મનો નો સફાયો કરવા માટે બન્ને રાષ્ટ્ર-પ્રેમી પ્રજા સંગઠિત બની મુસ્લિમોના મઝહબી પેશ્વાઓ અને રહેનુમાઓએ પણ વહાબીઓની વિરૂદ્ધ આવાઝ બુલંદ કર્યો. તેઓની હાકલને **'લબ્બૈક'** કહી સરહદ પ્રાંતના મુસ્લિમોએ વહાબીઓનો સામનો અને સફાયો કરવાની દિશામાં આગળ વધવાની મનમાં મઝબૂત ગાંઠ બાંધી અને તેઓએ શીખોની સામે સંગઠન કર્યું.

**હવાલો :**

**'મુસલમાનોં ઔર શીખોંને સૈયદ સાહબ કે ખિલાફ ઈત્તેહાદ કર લિયા. ક્યૂં કે સૈયદ સાહબ કી મુસ્લિમ કુશ ઔર વહાબીયાના હુકૂમત કી દાસ્તાનેં એહલે હઝારા સુન ચુકે થે, ઔર મઝીદ યે કે હઝરત શયખ અબ્દુલ ગફૂર અખુન્દ સવાતી કે ખોલોફા-વ-મુરીદીન ઔર હઝરત હાફિઝ દરાઝ પેશાવરી કે તલામેઝા કી એક કષીર તઅ્દાદ**



**હઝારા મેં મૌજુદ થી. ઈસ લીયે ઉન હઝરાતને મકામી મુસલમાનોં કો હકીકતે હાલ સે આગાહ કિયા ઔર લોગ સૈયદ કે ખિલાફ હો ગએ.'**

(હવાલા માટે જુઓ : **'હકાઈકે તેહરીકે બાલાકોટ'** લેખક : શાહ હુસૈન ગરદેઝી, પ્રકાશક : અલમજમઉલ ઈસ્લામી મુબારકપુર, **પેઈજ** નં. ૧૪૪)

—:: ગુજરાતી અનુવાદ ::—

'મુસ્લિમો અને શીખોએ સૈયદ સાહેબની વિરૂદ્ધ સંગઠન કરી લીધું કેમ કે સૈયદ સાહેબની મુસ્લિમ વિરોધી અને વહાબીયત ઉપર આધારિત હુકૂમતની વાતો હઝારામાં વસતા લોકો સાંભળી ચુકયા હતા. અને વિશેષમાં હઝરત શયખ અબ્દુલ ગફૂર અખુન્દ સવાતીના ખલીફાઓ અને મુરીદો તથા હઝરત હાફિઝ દરાઝ પેશાવરીના શિષ્યોની મોટી સંખ્યામાં હઝારામાં ઉપસ્થિત હતી. તે મહાનુભાવોએ સ્થાનિક મુસ્લિમોને સત્ય હકીકતથી વાકેફ કર્યા અને લોકો સૈયદની વિરૂદ્ધ થઈ ગયા.'

વહાબીઓના વધી રહેલા વર્ચસ્વને વધતો અટકાવવામાં સરહદ પ્રાંતના મુસ્લિમોના પીરે તરીકત હઝરત શયખ અબ્દુલ ગફૂર અખુન્દ સવાતી રહેમતુલ્લાહે તઆલા અલૈહે નો જબરદસ્ત ફાળો છે. વહાબીઓની સામે બહાદુરીપૂર્વક લડવામાં અને વહાબીઓના અત્યાચારોના ભોગ બની વહાબીઓના ઝુલ્મો સિતમ સહન કરવામાં પણ શયખ અબ્દુલ ગફૂર અખુન્દના મુરીદો મોખરે હતા.

**હવાલો :**

**'ખાદીખાંન શહીદ હઝરત મૌલાના અખૂન્દ અબ્દુલ ગફૂર કુદ્દેસા સિર્રહુ કે મુખ્લિસ મુરીદ થે.'**

(હવાલા માટેજુઓ : **'તઝકેરા અકાબિરે એહલે સુન્નત'** લેખક : મૌલાના અબ્દુલ હકીમ શર્ફ કાદરી, પ્રકાશક : મક્તબા કાદરિયા, લાહોર, પેઈજ નં. ૨૪૮)

—:: ગુજરાતી અનુવાદ ::—

'શહીદ ખાદીખાન હઝરત મૌલાના અબ્દુલ ગફૂર અખૂન્દ રહેમતુલ્લાહે અલૈહેના નિઃસ્વાર્થ મુરીદ હતા.'

ફક્ત સરદાર ખાદીખાન જ નહીં બલ્કે પેશાવરના હાકિમ સરદાર મુહમ્મદખાન, સરદાર પાઈન્દાખાન પણ હઝરત શયખ અબ્દુલ ગફૂર અખૂન્દના મુરીદ હતા. હઝરત શયખ અબ્દુલ ગફૂર અખૂન્દ સ્વયં પોતે ભારતની આઝાદીના મહાન લડવૈયા હતા.

**હવાલો :**

**'આપને અપની જમાઅત કે સાથ અંબીલા મકામ પર અંગ્રેઝોં સે જેહાદ કિયા ઔર ઉન્હેં ઝબરદસ્ત શિકસ્ત દી.'**

(હવાલા માટે જુઓ : **તઝકેરા ઓલોમા-એ-એહલે સુન્નત**, લેખક : મેહમુદ અહમદ કાદરી, પ્રકાશક : ખાનકાહે કાદરિયા અશરફીયા, ભવાનીપૂર (બિહાર) **પેઈજ નં. ૧૭૮**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'આપે પોતાની જમાઅતની સંગાથે અંબીલા નામના સ્થળે અંગ્રેજો સામે જેહાદ કર્યો અને અંગ્રેજોને કારમો પરાજય આપ્યો.'



# મુસ્લિમ-શીખ સંગઠનનું મહત્વનું કારણ

પોતાના વહાબી અકીદાઓનો અસ્વીકાર કરનારા પેશાવરના હાકિમ સુલતાન મુહમ્મદખાન ઉપર ચઢાઈ કરી, તેનો પ્રદેશ કબ્જે કર્યા પછી વહાબીઓના અત્યાચારો ચરમસીમા ઓળંગી ગયા. તે સમયે સરહદ પ્રાંતમાં પેશાવરનું ઘણું જ મહત્વ હતું અને પેશાવરના હાકિમની છાપ એક બળુકા હાકિમ તરીકેની હતી. આવા શક્તિશાળી હાકિમના પ્રદેશનો કબ્જો લઈ લેવાના આનંદમાં વહાબીઓ છકાઈ ગયા. તેઓના મગજમાં સર્વોપરીતાની 'રાઈ' ભરાઈ ગઈ. અહંકાર અને ઘમંડની લાગણીમાં રાચવા લાગ્યા. શરૂ શરૂમાં સૈયદ અહમદ રાયબરેલ્વીને **'અમીરૂલ મોઅ્મેનીન'** કહેનારા વહાબીઓ હવે તેને **'સૈયદ બાદશાહ'** કહેવા લાગ્યા. ચેલાઓની ચાપલૂસી અને મુરીદોની ખુશામતોએ સૈયદ અહમદને બહેકાવી દીધો. સૈયદ અહમદ અને મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીએ તે વિસ્તાર ને ઈસ્લામી હુકૂમત જાહેર કરી અને પોતે તે હુકૂમતના વડા અને સર્વેસર્વા બની બેઠા. સૈયદ અહમદે પેશાવરના આસપાસના વિસ્તારોને પણ પોતાના શાસન હેઠળ ભેળવી લીધા. સૈયદ અહમદે સમગ્ર વિસ્તારને પોતાનો હુકમ માનવો અને તેની અમલવારી કરવાનું ફરમાન જારી કરી દીધું અને આ પ્રાંતમાં વ્યવસ્થિત શાસન ચલાવવા તેણે દરેક ગામમાં પોતાના પ્રતિનિધિઓ નીમી દીધા. આવા પ્રતિનિધિઓને **'કાઝી'** નો દરજ્જો આપવામાં આવ્યો અને કાઝીના હોદ્દા ઉપર તેમણે વહાબી લશ્કરના કહેવાતા મુજાહિદોની જ નિમણુંક કરી.

ઈસ્લામમાં 'કાઝી' ના હોદ્દાનું અતિ મહત્વ છે. ઈસ્લામના પ્રારંભિક કાળથી જ કાઝીના હોદ્દાની વિશિષ્ટ મહત્વતા છે. કાઝીનો મરતબો 'જજ' ની હેસિયત ધરાવે છે. કાઝીને ઈસ્લામી કાનૂન મુજબ ઘણી જ વિશાળ સત્તાઓ પ્રાપ્ય છે. હત્યા અને તેના જેવા અન્ય ગંભીર ગુનાહના આરોપીઓને મૃત્યુદંડ સુધીની સજા આપવાની સત્તાઓ છે. કાઝીના હોદ્દા ઉપર શરીઅતના કાયદા મુજબ તેવી જ વ્યક્તિ બિરાજમાન થઈ શકે છે, કે જેની અંદર અન્ય અનિવાર્ય લાયકાતો ઉપરાંત મહત્વની લાયકાત શરીઅતના કાનૂનોની સંપૂર્ણ જાણકારી હોવી જાઈએ. પણ સૈયદ અહમદના કહેવાતા ઈસ્લામી શાસનમાં **વહાબી કાઝીઓ** માટે આવી લાયકાતની કલ્પના પણ ન કરી શકાય. તે કાઝીઓ વહાબી લશ્કરના સૈનિકો હતા, જેમણે સરહદ પ્રાંતમાં ખુલ્લે-આમ હત્યાઓ અને લુંટફાટો જ કરેલી. આવા નાલાયક અને નપાવટ લોકોના હાથમાં સામાજિક અને ધાર્મિક વ્યવસ્થાની ધૂરા આવી ગઈ. આ તો **ચોર બન ગએ હાકિમ** જેવો ઘાટ ઘડાઈ ગયો.

વહાબી સૈનિકોને પૈશાવરના વિસ્તારની વહીવટી સત્તાઓ હાથમાં આવી અને તેઓ તેને જીરવી શકયા નહીં. સત્તાના કૈફમાં તેમણે વિલાસી જીવન જીવવાનો માર્ગ અપનાવ્યો. પૈશાવરના વિજયના કારણે તેઓની ધાક બેસી ગએલી, જેથી તેઓનો ખુલ્લમ ખુલ્લા વિરોધ કરવાની કોઈનામાં હામ નહોતી. વહાબીઓએ સામાજિક ક્ષેત્રે અત્યાચારો શરૂ કર્યા. પૈશાવરમાં મફતના માલ-મલીદા ખાધા પછી શારિરીક ભુખ (વાસના) સંતોષવા પ્રેરાયા. યુવાન વયે વિધવા બનેલી યુવતીઓ તેઓની વાસનાનો ભોગ બની. પોતાની વાસનાઓ સંતોષવા માટે પણ તેઓએ મઝહબનો આશરો લીધો. વિધવા બનેલી યુવાન સ્ત્રીનો નિકાહે ષાની એટલે કે પુનઃ લગ્ન કરાવવાની ચળવળ શરૂ કરી અને પોતાને ગમી ગએલી યુવતિને બળજબરીથી પોતાની 'બેગમ' બનવા મજબૂર કરી.



**હવાલો :**

**'સૈયદ સાહબને સદહા ગાઝીઓં કો મુખ્તલિફ ઓહદોં પર મુકર્રર ફરમાયા થા, કે વો શરએ મુહમ્મદી કે મુવાફિક અમલ દર આમદ કરેં. મગર ઉન કી બે-એતદાલિયાં હદ સે ઝયાદા બઢ ગઈ થીં. વો બઅ્ઝ અવકાત નૌજવાન ખવાતીન કો મજબૂર કરતે થે, કે ઉન સે નિકાહ કર લેં ઔર બઅ્ઝ અવકાત યે દેખા ગયા હૈ કે આમ તૌર પર દો-તીન દોશીઝા લડકિયાં જા રહી હૈં, મુજાહિદીન મેં સે કિસી શખ્સને ઉન્હેં પકડા ઔર મસ્જિદ મેં લે જા કર નિકાહ પઢા લિયા.'**

(હવાલા માટે જુઓ : **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, પ્રકાશક : ઈસ્લામી એકેડેમી, લાહોર, **પેઈજ નં. ૨૮૦**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'સૈયદ સાહેબે સેંકડો ગાઝીઓ (સૈનિકો) નેજુદા જુદા હોદ્દાઓ પર નિમી દીધા હતા. કે તેઓ ઈસ્લામી શરીઅત મુજબ અમલવારી કરે. પરંતૂ તેઓનું અસમતોલન વહીવટ હદ વટાવી ગએલું. તેઓ અમુક વખતે યુવાન યુવતીઓને મજબૂર કરતા હતા, કે તેણીઓ તેઓથી લગ્ન કરી લે અને અમુક વખતે તો એવું જોવામાં આવ્યું કે સામાન્ય રીતે બે-ત્રણ કુંવારી છોકરીઓ જઈ રહી છે. મુજાહિદો (વહાબીઓ) માંથી કોઈ શખ્સ તેણીને પકડીને મસ્જિદમાં લઈ જઈ નિકાહ પઢાવી લીધા.'

વાહ ! શું અંદાઝ છે વહાબીઓના કહેવાતા ઈસ્લામી શાસનનો ! માર્ગમાં જતી કુંવારી છોકરીઓને ઉપાડી જઈ, જબરદસ્તી નિકાહ પઢી લેવાની તક જતી કરે તો વહાબી જ ન કહેવાય. ઈસ્લામી કાનૂન મુજબ નિકાહ એક એવું પવિત્ર બંધન છે કે તેમાં ઔરત અને મર્દ બન્નેની સંમતિ હોવી અનિવાર્ય

છે. સ્ત્રી લગ્ન કરવાની સંમતિ ન આપે તો નિકાહ થાય જ નહીં. એક તરફી રઝામંદીનો કોઈ અર્થ જ નથી. પણ આ તો વહાબીઓની હુકૂમત હતી. ઔરતને દિલ બહેલાવવાનો ખિલૌનો જ સમઝતા હતા. રસ્તે જતી કુમારિકાઓને ઉપાડી જઈ મસ્જિદમાં લઈ જઈ જબરદસ્તી નિકાહ પઢી લેતા. જો કોઈ હસીના આંખમાં વસી જ ગઈ હતી અને તેણી નિકાહ માટે ઈચ્છુક જ નહોતી તો પછી બિચારીને મસ્જિદમાં લઈ જવાની તસ્દી જ શા માટેઆપી ? સીધેસીધી ઝનાનખાનામાં જ શામેલ કરી લેવી હતી. કેમ કે ઈસ્લામી કાનૂન મુજબ ઔરતની સંમતિ વગર નિકાહ થઈ શકતા જ નથી, તો પછી નિકાહ પઢવાનું નાટક ભજવવાની જ શું ઝરૂરત હતી ? નિકાહનું આવું નાટક કર્યા પછી પણ તમો **'ઝના'** (વ્યાભિચાર) ના અપરાધી જ રહેવાના અને સીધેસીધી ઘરભેગી કરી હોત તો પણ તમો **'ઝનાકાર'** જ રહેવાના. આ તો લોકોની **આંખોમાં ધૂળ નાખવા** સમાન છે. બલ્કે આ બાબતને ગંભીર પણે જોવામાં આવે તો આ પણ એક પ્રકારનો **બળાત્કાર** જ ગણાશે. તલવારની ધારના ભયના ઓથાર નીચે થરથર કાંપતી અબળાને જબરદસ્તી ભોગવવી એ બળાત્કાર નથી તો બીજું શું છે ? વંઠી ગએલી વાસનાની તૃપ્તીમાટે વહાબીઓ કેવા ફત્વા બહાર પાડતા તે પણ જુઓ.

**હવાલો :**

ઉપર વર્ણન કર્યા મુજબ સૈયદ અહમદ અને મોલવી ઈસ્માઈલ દહેલ્વીએ દરેક જગ્યાએ પોતાના લશ્કરના સૈનિકો ને કાઝીના હોદ્દા ઉપર નિમણુંક કરેલા અને તેવા 'કાઝી' ને અમર્યાદિત સત્તાઓ પણ આપી દીધેલી. પૈશાવર શહેરના કાઝીના હોદ્દા ઉપર મોલ્વી મઝહર અલીની નિમણુંક કરેલી. મોલ્વી મઝહર અલી એ ઐલાન કરેલું કે :



**'તીન દિન કે અરસેમેં મુલ્કે પેશાવર મેં જિત્ની રાંડે હૈં, સબ કે નિકાહ હો જાને ઝરૂર હૈં. વર્ના અગર કિસી ઘર મેં રાંડ રેહ ગઈ તો ઉસ ઘર કો આગ લગા દી જાએગી.'**

(હવાલા માટે જુઓ : **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, પ્રકાશક : મકતબા અત્તૌહિદ, દિલ્હી, પેઈજ નં. ૩૪૯)

—:: ગુજરાતી અનુવાદ ::—

'ત્રણ દિવસની અંદર પૈશાવરના વિસ્તારમાં જેટલી વિધવાઓ છે, તે બધી વિધવાઓના લગ્ન થઈ જવા જરૂરી છે નહીંતર જો કોઈ ઘરમાં વિધવા રહી જશે તો તે ઘરને આગ ચાંપી દેવામાં આવશે.'

જો કોઈના ઘરમાંથી દારૂ મળશે, તો તેના ઘરને આગ ચાંપી દેવામાં આવશે... જો કોઈ મકાનમાં જુગાર રમાતો પકડાશે તો તે ઘરને આગ ચાંપી દેવામાં આવશે.... જો કોઈ ઘરમાં લોહીનો વેપાર કરવામાં આવતો ઝડપાશે તો તે ઘરને સળગાવી નાખવામાં આવશે.... તેવા ઐલાન નથી કરવામાં આવતા. ફક્ત પતિ વિહોણી યુવતીઓ ખટકે છે. શા માટે ? તેની પાછળ સ્વાર્થ વૃત્તિ છે. પતિ-વિહોણી સ્ત્રી કોઈ ઘરમાં બેઠી રહે અને આપણે ફક્ત જોતા જ રહીએ તે અસહ્ય છે. તેવી સ્ત્રીઓ માટે શું આપણે ઓછા ઉતરીએં તેમ છીએં ? જો આવી સ્ત્રીઓ આવી રીતે ઘરમાં જ બેઠી રહી તો આપણો **'ચાન્સ'** કેમ લાગશે ? વહાબી મુલ્લાની એક અન્ય ચાલબાઝી એ હતી કે તેણે ફક્ત **ત્રણ જ દિવસની મુદ્દત આપેલી.** આ મુદ્દત નહોતી પણ ખુલ્લમ ખુલ્લા ધમકી હતી. ફક્ત ત્રણ દિવસની ટુંકી મુદતમાં વિધવાનો હાથ ઝાલનાર કયાંથી આવવાનો હતો ? અને તે પણ એક-બે વિધવાઓનો નહીં બલ્કે સેંકડો અને હજારોની સંખ્યાની વિધવાઓનો. માં-બાપો ફફડી ઉઠયા કે ત્રણ દિવસમાં જો આપણી વિધવા-પુત્રીના પુન: લગ્ન નહીં થાય તો

વહાબીઓ આપણા ઘરને સળગાવી નાખશે. એકી સાથે આટલા બધા મુરતીયા શોધવા કયાંથી ? મુરતિયા તો તૈયાર જ હતા. વહાબી લશ્કરના **વાસના ભૂખ્યા** તૈયાર જ હતા.

પરિણામ શું આવતું, તે પણ જુઓ :

**હવાલો :**

**'એક નૌ-જવાન ખાતૂન નહીં ચાહતી કે મેરા નિકાહે-સાની હો. મગર મુજાહિદ સાહબ ઝોર દે રહે હૈં 'નહીં હોના ચાહીયે', આખિર માં-બાપ અપની નૌ-જવાન લડકી કો હવાલ-એ-મુજાહિદ કરતે થે. ઈસ કે સિવા ઉન કો કુછ ચારા ન થા.'**

(હવાલા માટે જુઓ : **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, પ્રકાશક : મકતબા અત્તૌહિદ, દિલ્હી, પેઈજ નં. ૩૪૭)

—:: ગુજરાતી અનુવાદ ::—

'એક યુવાન મહિલા નહોતી ઈચ્છતી કે મારા પુનઃ લગ્ન થાય પણ મુજાહિદો (વહાબીઓ) દબાણ કરતા કે નહીં, થવા જોઈએ. અંતે માં-બાપ પોતાની યુવાન દિકરીને મુજાહિદને હવાલે કરી દેતા. તેના સિવાય તેઓને બીજો કોઈ ઉપાય નહોતો.

સ્વચ્છ ચરિત્ર અને ઈસ્લામી કાનૂનને અનુસરવાના બણગાં ફૂંકનારા વહાબી-તબલીગી જમાઅતના મુલ્લાઓ અને કહેવાતા મુજાહિદોની **ચારિત્ર હીનતા** ઉઘાડી પડી રહી છે. જેવી રીતે ડાકૂઓ અને પીંઢારાઓ ગામ લૂંટીને ગામની બહેન-દીકરીઓને ઉઠાવી જતા હતા, તેવો જ ઘાટ અહીં ઘડાઈ રહ્યો છે. તફાવત એટલો છે કે **ડાકુઓ અને પીંઢારાઓ વહાબીઓ જેટલા દંભી અને ઢોંગી નહોતા.** તેઓ પોતાની વર્તણુંક જેવી હતી તેવી વ્યક્ત



કરી દેતા હતા. ગમી ગઈ છે, અથવા જરૂરત છે, એટલે ઉપાડી જઈએ છીએ. જબરદસ્તી તેણીને ભોગવવા લઈ જઈએ છીએ, તેવું સ્પષ્ટ કહી દેતા અથવા વર્તન દ્વારા વ્યકત કરી દેતા, પણ વહાબીઓ તો ડાકૂ-પીંઢારાઓથી પણ **બે ડગલાં આગળ વધીને** હતા. લઈ જવા પાછળનો આશય તો ડાકૂ-પીંઢારાઓની જેમ સમાન જ હતો પણ સિફતથી લઈ જતા હતા. મુલ્લાઓના ફત્વા બહાર પડતા હતા, પુનઃ લગ્નની પ્રથા દ્વારા સમાજ કલ્યાણની વાતો કરતા હતા, માં-બાપોને માનસિક દબાણ હેઠળ લાવતા હતા, નિકાહની આડ લેતા હતા. પણ આશય તો ફકત **વાસના તૃપ્તિ** જ હતો. લૂંટફાટ માટે લાંબા સમયની રઝળપાટ કરીને થાકયા હતા. સુંવાળી હૂંફ ઝંખતા હતા. વ્યાભિચારી જીવો રઘવાયા થયા હતા.

## બે-શરમીની પરાકાષ્ટા :

જબરદસ્તી નિકાહની ઘટનાઓનો જે ઉલ્લેખ ઉપર કર્યો છે તેમાં દુઃખ તો એ વાતનું છે કે આવી અસામાજિક પ્રવૃત્તિઓ મઝહબના નામે કરવામાં આવી રહી હતી અને તેવી પ્રવૃત્તિઓ કરનારાઓ મઝહબના પેશ્વાઓ બની બેઠેલા. તેનાથી વધીને અફસોસની વાત તો એ છે કે તેવા બની બેઠેલા મઝહબી પેશ્વાઓને આજના યુગના વહાબી-તબલીગી પંથના લોકો **મુજાહિદ, શહીદ, વલી** જેવા આદરણીય ટાઈટલોથી નવાઝી રહ્યા છે અને પોતાને તેઓના અનુયાયી તરીકે ઓળખાવવામાં ગર્વ અનુભવે છે. મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેના પીર સૈયદ અહમદ રાયબરેલ્વી ના કહેવાતા **'જેહાદ'** ના ઢોલની પોલ છતી થયા બાદ હવે તેઓના ચારિત્રહીન ખલીફાઓની અત્યાચારી પ્રવૃત્તિઓ પણ ઉઘાડી પડી રહી છે. આવા નપાવટ લોકો વહાબી પંથના પેશ્વા સૈયદ અહમદના ખલીફા હતા. નિયુક્ત કરેલા કાઝીઓ હતા અને વહાબી લશ્કરના મુજાહિદો હતા.

ઈસ્લામના પ્રારંભકાળના મુજાહિદોની જેહાદની વીરગાથાઓ ક્યાં અને વહાબીઓની લૂંટફાટ ઉપર આધારિત સ્વાર્થી લડાઈઓ ક્યાં ? ઈસ્લામના મુજાહિદોની સરખામણીમાં વહાબીઓના લશ્કરના લૂંટેરાઓની બરોબરીની કલ્પના પણ ન કરી શકાય. ઈસ્લામના મુકદસ મુજાહિદોના પવિત્ર ચારિત્રને જુઓ અને વહાબીઓના નાપાક કરતૂતો જુઓ. ઈસ્લામના મુજાહિદોએ મઝહબના નામે મરી-ફિટવાનો જઝબો મિલ્લતને આપ્યો છે, જ્યારે વહાબીઓએ **મઝહબના નામે મૌજ-મજા કરવાની** પ્રથા પાડી છે.

એક મહત્વની બાબત પણ લક્ષ ખેંચે છે, કે જો મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેના પીર સૈયદ અહમદ વાસ્તવમાં ઈસ્લામી કાનૂનની અમલવારી કરવા જ ઈચ્છુક હતા તો તેઓની કાર્યપદ્ધતિ શું હોત ? પણ અહીં તો ફક્ત ઈસ્લામનું નામજ વટાવી ખાવું હતું. અંગ્રેજોની નમક હલાલીનો હક અદા કરવો હતો. સુન્ની મુસ્લિમો ઉપર થઈ શકે તેટલા અત્યાચારો કરવા હતા અને સાથે સાથે બની શકે તેટલી મૌજ-મજા અને આનંદ પ્રમોદ કરવા હતા.

જો મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેની ટોળકી ખુલ્લમ ખુલ્લા અંગ્રેજોને મઝબૂત કરવા દેશવાસીઓ અને ઈસ્લામના અનુયાયીઓ સાથે જંગે ચડી હોત, તો એટલો બધો આઘાત ન લાગ્યો હોત. અંગ્રેજોના આર્થિક પ્રલોભનની માયાજાળમાં ફસાઈ જઈ દેશના ગદ્દારોની નાપાક નામાવલિ માં તેઓ ઉમેરાઈ ગયા છે તેવા દુઃખ અને આઘાતની અવશ્ય લાગણી થઈ હોત, પણ અહીં તો આઘાતની કોઈ સીમા નથી રહી. કામ તો દેશદ્રોહીનું જ કર્યું છે. **ભૂમિકા તો ભારત અને ઈસલામના શત્રુ તરીકેની જ નિભાવી છે**, પણ તે બધા કરતૂતો ને ઈસ્લામના ઢાંચામાં ઢાળવાની ચેષ્ટા કરીને, સમગ્ર મુસ્લિમોને શરમિંદા કર્યા છે. નામ 'જેહાદ' નું લીધું અને કામ ડાકૂગિરીનું કર્યું. નામ ઈસ્લામનું વટાવ્યું અને કામ અંગ્રેજોનું કર્યું. સ્વાંગ



મઝહબી પેશ્વાનો ધારણ કર્યો અને કામ 'ઠગો' નેપણ શરમાવે તેવું કર્યું. નામ પોતાનું મુજાહિદ રાખ્યું પણ કામ મવાલી ને પણ ઝાંખું પાડે તેવું કર્યું.

સૈયદ અહમદે પોતાની લશ્કરની જૂદી જૂદી ટુકડીઓ (જમાઅતો) ઉપર એક એક સરદાર (અમીર) ની નિમણુંક કરેલી. તે અમીરો પૈકીના **અમીર નેઅમતુલ્લાહ** અને **અમીર હબીબુલ્લાહ** ખાં કેવા રંગીન મિઝાજના હતા તે જુઓ.

**હવાલો :**

**'(જમાઅત કે અમીર નેઅમતુલ્લાહ), ઔરતોં કે બેહદ શૌકીન થે, તીન તો ઉનકી નિકાહતન બીવીયાં થીં ઔર દસ બારહ નિહાયત ખૂબસૂરત લડકીયાં બતૌરે ખાદેમાઓં કો રખતે થે. અમીર હબીબુલ્લાહ ખાં કી તરહ અમીર નેઅમતુલ્લાહ કા ભી ઝિયાદા વક્ત ઉન્હી નૌ-જવાન લડકીઓં સે લહવો લઅબ મેં ગુઝરતા થા.'**

(હવાલા માટે જુઓ : **'મુશાહિદાતે કાબુલ વ યાગિસ્તાન'** લેખક : મોલ્વી મુહમ્મદ અલી કસૂરી (એમ.એ.) પ્રકાશક : અંજુમને તરક્કીએ ઉર્દુ, કરાંચી, **પેઈજ નં. ૧૦૮**)

–:: ગુજરાતી અનુવાદ ::–

'(જમાઅતના અમીર નેઅમતુલ્લાહ) સ્ત્રીઓના બહુજ શોખીન હતા. ત્રણ તો તેઓની પરિણિતા પત્નિઓ હતી અને દસ-બાર (૧૦-૧૨) અત્યંત રૂપાળી છોકરીઓ સેવિકા તરીકે રાખતા હતા. અમીર હબીબુલ્લાહ ખાં ની જેમ અમીર નેઅમતુલ્લાહ પણ પોતાનો મોટાભાગનો સમય તે નૌ-જવાન છોકરીઓની સાથે આનંદ-પ્રમોદ કરવામાં પસાર કરતા હતા.'

વહાબી-તબલીગી જમાઅતના કહેવાતા મુજાહિદો કોની સામે જંગે ચડયા હતા તે પણ એક સંશોધનનો વિષય બની ગયો છે. ઈસ્લામના નામે જેહાદ કરવા નિકળેલાઓ રૂપલલનાઓના ઝુમખાની વચ્ચે ઘેરાઈ ગયા છે. ત્રણ પત્નિઓ અને ૧૦-૧૨ સેવિકાઓની વચ્ચે ઘેરાએલો **મુજાહિદોનો અમીર** કેવી રીતે ઝઝુમતો હશે ? તેની બહાદૂરીની દાદ દેવી કે સલવાઈ ગયા જેવી પરિસ્થિતીની દયા ખાવી ? એક રાંડ અને સો સાંઢ કહેવતને જૂઠી પાડે તેવી એક સાંઢ અને અનેક રાંડ જેવી હાલત છે. અલ્લાહના નામે જેહાદ કરવા નિકળેલો વહાબી મુજાહિદ કયા પ્રકારની જંગ માં વ્યસ્ત છે ?

આવી જંગના પરિણામ જુઓ.

**હવાલો :**

**'અમીર સાહબ કી ખાદેમાઓં મેં કોઈ લડકી હામેલા હો જાએ, તો ઉસ કે બચ્ચે કો પૈદાઈશ કે બાદ ગલા ઘોંટ કર, ચુપ કે સે દરિયાબુર્દ કર દેના. અમીર સાહબ કી આદત થી કે ઉન ખાદેમાઓં કો અકપર બદલતે રહેતે થે.'**

(હવાલા માટે જુઓ : **'મુશાહિદાતે કાબુલ વ યાગિસ્તાન'** લેખક : મોલ્વી મુહમ્મદ અલી કસૂરી (એમ.એ.) પ્રકાશક : અંજુમને તરક્કીએ ઉર્દુ, કરાંચી, **પેઈજ નં. ૧૧૧**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'અમીર સાહબની સેવકિાઓમાંથી કોઈ છોકરી ગર્ભવતી થઈ જાય તો તેના બાળકને જન્મ પછી ગળું દબાવીને, ચુપચાપ દરિયામાં નાખી દેતા. અમીર સાહબની આદત હતી કે તેવી સેવિકાઓને વારંવાર બદલતા રહેતા હતા.'



વહાબી લશ્કરના મુજાહિદોના અમીર તથા સૈયદ અહમદ રાયબરેલ્વીના ખલીફા પોતાની સેવા કરનારી કન્યાઓ પાસેથી શું સેવાઓ કરાવતા તેનો અંદાઝો આવી જ ગયો હશે. સેવા કરવાના ફળ સ્વરૂપે કોઈ કન્યા જો **કુંવારી માતા** બની જતી તો તેની કુખેથી અવતરેલી **ના-જાઈઝ ઔલાદને દરિયા-દફન** કરી દેવામાં આવતી. ઉપરાંત, અમીર સાહેબ આવી ભોગવી લીધેલી સેવિકાને બદલી પણ નાખતા. જેટલી છોકરીઓ વહાબી લશ્કરનો અમીર બદલતો હતો, તેટલી તલવારો પણ કોઈ સૈનિક કદાચ નહીં બદલતો હોય. પણ આ તો વહાબી-તબલીગી પંથના પેશ્વા મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીના લશ્કરનો સૈનિક હતો. તેનું હથિયાર તલવારના બદલે બીજું કંઈક જ હતું.

આજના યુગના વહાબી-તબલીગી વિચારધારા રાખનારા ઈતિહાસકારો મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેના વહાબી લશ્કરનો બચાવ કરતાં લખે છે કે તે સમયે સરહદ પ્રાંતમાં પુનઃલગ્નને ધૃણાસ્પદ સમજવામાં આવતો હતો. સમાજની તે બદીને નષ્ટ કરવા માટે વહાબી લશ્કરના મુજાહિદોએ બેવાઓના નિકાહે થાની એટલે કે વિધવાઓના પુનઃલગ્નની ચળવળ શરૂ કરેલી. તેઓનું આ કામ ઈસ્લામી દ્રષ્ટિકોણથી યોગ્ય જ નહીં બલ્કે સુન્નતે રસૂલને જીવંત કરનારૂં હતું.

ઉપરોક્ત બચાવના સંદર્ભમાં ફક્ત એટલું જ કહેવાનું કે જો સૈયદ અહમદ રાયબરેલ્વી, મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેઓની સાથે લશ્કરના વહાબી સૈનિકો જો વાસ્તવમાં ખરા અંતઃકરણથી સુન્નતને જીવંત કરવા માંગતા હતા, તો તેઓની આ ચળવળ **'વન-વે'** ન હોત. કેમ કે વહાબીઓ એ અન્યોની વિધવાઓને જબરદસ્તી લગ્ન કરાવી પોતાના ઘરોમાં બેસાડી લીધેલી પણ પોતાની વિધવાને અન્યત્ર લગ્ન કરાવી આપ્યા નથી. જેનો અંદાઝો નીચેના હવાલાઓના વાંચનથી આવી જશે.

## વિધવાના પુનઃલગનની ચળવળનું કારણ :

સૈયદ અહમદ રાયબરેલ્વીને વિધવાના પુનઃલગ્નનો વિચાર પોતાની 'ભાભી' ના કારણે આવેલો. સૈયદ અહમદ રાયબરેલ્વીના મોટા ભાઈ **સૈયદ મુહમ્મદ ઈશહાક** નું અકાળે અવસાન થતાં તેઓની પત્નિ સય્યદા વલીય્યા યુવાન વયે વિધવા બની ગઈ. સૈયદ અહમદ દ્વારા **'દીયરવટા'** ની દરખાસ્તને સૈયદ ઈશહાકની વિધવા સય્યેદા વલીય્યાએ ઠુકરાવી દીધી. દરખાસ્ત ઠુકરાવવાના કારણે સૈયદ અહમદનો અહમ ઘવાયો અને તેણે **પોતાની ભાભીને પોતાની પત્નિ બનાવવાનો** દ્રઢ સંકલ્પ કર્યો. અને તેણે વિધવાઓના પુનઃલગ્નની ચળવળનો ઈસ્લામી દ્રષ્ટિકોણથી આરંભ કર્યો અને તે પોતાના ઈરાદામાં સફળ પણ થયો. પોતાની ભાભીને પોતાની શૈયા સંગીની બનાવી ને જ રહ્યો. સૈયદ અહમદ રાયબરેલ્વીનું જીવન વૃતાંત લખનાર એક વહાબી ઈતિહાસકાર આ વાતનો સ્વીકાર કરતાં લખે છે કે :

**હવાલો :**

**'સૈયદ સાહબ કે સવાનેહ નિગાર સય્યેદા વલીય્યા પર યે ઈલ્ઝામ આઈદ કરતે હૈં કે વો નિકાહેષાની કો મઅયૂબ સમઝતી થીં, તા-હમ સૈયદ સાહબને મુસલસલ દો તીન માહ કી કોશિશ કે બાદ બડે ભાઈ કી નૌજવાન બૈવા પર કમંદ ડાલ લી.'**

(હવાલા માટે જુઓ :**'મખ્ઝને અહમદી'** લેખક : સૈયદ મુહમ્મદ અલી, પ્રકાશક : મકતબા હબીબીયા, લાહોર, **પેઈજ નં. ૪૫**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'સૈયદ અહમદના જીવન વૃતાંત લખનારાઓ સય્યેદા ઉપર એવો આક્ષેપ કરે છે કે તેણી પુનઃ લગ્નને ખરાબ સમઝતી હતી. તેમ છતાં પણ સૈયદ



સાહેબે એકધારો બે-ત્રણ મહિના પ્રયત્ન કરીને મોટા ભાઈની નવ-યુવાન વિધવા ઉપર ફંદો નાખી દીધો.'

પોતાની ભાભી ઉપર 'ફંદો' એટલે કે ગાળિયો નાખીને જ સૈયદ સાહેબે નિરાંતનો દમ લીધો. પોતાની આ ચેષ્ટા ઉપર આક્ષેપો ન થાય તેટલા માટે સૈયદ સાહેબે આ ચળવળ ચલાવે રાખી.

સૈયદ અહમદ રાયબરેલ્વીની કુલ ત્રણ પત્નિઓ હતી. ૧. ઝોહરા ૨. વલીય્યા અને ૩. ફાતેમા. સૈયદ અહમદની બે પુત્રીઓ હતી. ૧. સાએરા અને ૨. હાજરા. મોલ્વી અ. હઈ બઢાનવીની બે પત્નિઓ હતી. સૈયદ સાહેબના મુરીદે ખાસ મોલ્વી જાફર અલી નકવીની બે પત્નિઓ હતી. તે બધી સ્ત્રીઓ (વિધવા) બનેલી. તે વિધવાઓ પૈકીની એક પણ વિધવાએ પુનઃલગ્ન ન કર્યા. ઉપરાંત સૈયદ અહમદના અનેક ખલીફાઓ, સાથીઓ અને મુરીદોની પત્નિઓ વિધવા બનેલી. તે વિધવાઓએ પુનઃ લગ્ન ન કર્યા. આ તે કેવી ચળવળ હતી, કે સરહદ પ્રાંતના મુસ્લિમોને ધમકી અને ચેતવણી આપવામાં આવે કે ત્રણ દિવસમાં સમગ્ર વિધવાઓના પુનઃ લગ્ન કરી નાખો નહીંતર તમારા મકાનો સળગાવી નાખવામાં આવશે. પણ પોતાના લાગતા વળગતાઓની વિધવાના પુનઃ લગ્નની સલાહ પણ આપવામાં નથી આવતી. વિધવાઓના પુનઃ લગ્નની ચળવળ તો એક બહાનું હતું. આ બહાને યુવાન સ્ત્રીઓને ભોગવી પોતાની વાસના ને સંતુષ્ટ કરવી હતી.



# બાલાકોટની અંતિમ લડાઈ

# અને

# વહાબીઓનું નિકંદન

વિધવાઓના પુનઃ લગ્નના બહાના હેઠળ વિધવાઓ અને તેની સાથે સાથે અપરિણિત કુમારીકાઓને ઉપાડી જઈ, તેની સાથે જબરદસ્તી નિકાહ પઢી લેવા, મનફાવે તેવા ફત્વા આપવા, સરહદના મુસ્લિમોને ઈસ્લામના કાનૂનના નામે આકરી શિક્ષાઓ કરવી, બયતુલમાલમાંથી ખુલ્લમખુલ્લા ભ્રષ્ટાચાર આદરવો, પક્ષપાત, સગાવાદ, સ્વાર્થી વલણ, ધાર્મિકતાનો દંભ, ઉઘાડી દાદાગીરી, અમાનુષી અત્યાચારો વગેરે દ્વારા વહાબી મુલ્લાઓએ સરહદ પ્રાંતના મુસ્લિમોને જીવવું મુશ્કેલ બનાવી દીધેલું. અંગ્રેજોના પીઠબળની તાકાતના જોરે વહાબીઓ એટલા પ્રબળ હતા કે એકલે હાથે તેઓની સાથે લડવું શક્ય નહોતું. સરહદના મુસ્લિમો અને અન્ય પ્રજા વહાબીઓના અત્યાચારોથી ત્રાસી ચુકી હતી. આ ત્રાસમાંથી મુક્ત થવા લોકો કાયમી ઉકેલ શોધી રહ્યા હતા. શુરવીરો અને શાણા બધા ચિંતાતૂર હતા. અંતે શાણા લોકોને સમઝ પડી કે આ બધી અંગ્રેજોની ચાલ છે. મઝહબના નામે આપણને શીખોની સામે લડાવીને આપણને નબળા પાડી દીધા. આપણી નબળાઈનો લાભ લઈ આપણા ઈમાન અને આપણા દેશ બન્નેને લૂંટી રહ્યા છે. વહાબી અકીદાઓના પ્રચાર દ્વારા આપણા ઈમાનને તથા અંગ્રેજી સામ્રાજ્યને વિસ્તારીને આપણા દેશને લૂંટી રહેલા **આ વહાબી મુલ્લાઓ અંગ્રેજોના હાથે વેચાઈ ગએલા ગદ્દારો છે.** દેશ દાઝની ભાવના બળવંત બનાવી સરહદ પ્રાંતના મુસ્લિમો અને શીખોએ આંતરિક ઝઘડા ભૂલી જઈ વિદેશી તાકાત સામે સંગઠિત બની લડી લેવાનો મક્કમ નિર્ધાર કર્યો.



બાલાકોટ નામના સ્થળે શીખ-મુસ્લિમ સંગઠન સામે મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીના વહાબી લશ્કરની અંતિમ જંગ ખેલાઈ. આ લડાઈમાં વહાબીઓના લશ્કરનું નિકંદન નિકળી ગયું. **મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી, સૈયદ અહમદ રાયબરેલ્વી તથા અનેક વહાબી મુલ્લાઓની** આ લડાઈમાં હત્યાઓ થઈ. હત્યા પામનારા અંગ્રેજોના પીઠ્ઠુ અને દેશના ગદ્દારોને વહાબી-તબલીગી જમાઅતના લોકો **'શહીદ'** માં ખપાવી રહ્યા છે. જો કોઈ મુસ્લિમ શ્રોતા હોય તો એવું ભાષણ ઠોકવામાં આવે કે ઈસ્લામની ખાતિર શીખોની સામે લડતાં લડતાં શહીદી વહોરી લીધી. જો રાજકીય સભા હોય અને શ્રોતાગણ રાજકીય હોય, તો એવા બણગાં ફૂંકવામાં આવશે કે માતૃ-ભૂમિની રક્ષા કાજે અંગ્રેજોની સામે લડતાં લડતાં શહીદ થઈ ગયા.

અત્રે સંક્ષિપ્તમાં અમુક હવાલાઓ રજૂ કર્યા છે. જેના વાંચનથી એ હકીકત સ્પષ્ટ થઈ જશે કે વહાબીઓના પેશ્વા મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને સૈયદ અહમદની લડાઈ કોની સામે હતી અને તેઓ કોના હાથે મરાયા. બાલાકોટની લડાઈના અનુસંધાને ખુદ વહાબી-તબલીગી જમાઅતના આધારભૂત અને માન્ય ઈતિહાસકારોના વિધાનો તેઓ દ્વારા આલેખાએલી કિતાબોના હવાલા વાંચવા વાંચકો તૈયાર થઈ જાઓ.

**હવાલો : ૧**

**'શીખોં કે સાથ ઔર ઉન કે ઝેરે અષર હઝારોં મકામી મુસલમાન થે. ઉન મેં અકષર કે જિસ્મ બિલા-સુબ્હ શીખોં કે ફરમાં બરદાર થે.'**

(હવાલા માટે જુઓ : **'સૈયદ અહમદ શહીદ'** લેખક : ગુલામ રસૂલ મહર, પ્રકાશક : શયખ ગુલામ અલી એન્ડ સન્સ, લાહોર, **પેઈજ નં. ૭૫૨**)

-:: ગુજરાતી અનુવાદ ::-

'શીખોની સાથે અને તેઓના પ્રભાવ હેઠળ હઝારોની સંખ્યામાં સ્થાનિક મુસ્લિમો હતા. તેઓ માંહેના મોટા ભાગના મુસ્લિમોના શરીર નિઃશંક શીખોના આજ્ઞાંકિત હતા.'

**હવાલો : ૨**

**'પહાડી ગદ્દાર કૌમેં રૂપીયોં કે લાલચ સે મુસલમાન હોકર શીખોં સે ગઠ ગઈ થીં.'**

(હવાલા માટે જુઓ : **'હયાતે તય્યબહ'** લેખક : મિર્ઝા હયરત દહેલ્વી, પ્રકાશક : મક્તબા અત્તૌહિદ, દિલ્હી, **પેઈજ નં. ૩૬૧**)

-:: ગુજરાતી અનુવાદ ::-

'પહાડી ગદ્દાર કૌમો રૂપીયાની લાલચમાં મુસલમાન થઈને શીખોની સાથે જોડાઈ ગઈ હતી.'

**હવાલો : ૩**

**'ખૂદ મુસલમાનોં કે હાથોં સૈયદ સાહબ કે ગાઝીયોં કે બડે હિસ્સે કો એક રાત મેં ઝુબ્હ કરવાયા.'**

(હવાલા માટે જુઓ : **'ઓલોમા-એ-હિન્દ કા શાનદાર માઝી'** લેખક : સૈયદ મુહમ્મદમીયા, વ્યવસ્થાપક જમીઅતુલ ઓલોમાએ હિન્દ, પ્રકાશક : એમ બ્રધર્સ, **ભાગ-૨, પેઈજ નં. ૨૪૫**)

-:: ગુજરાતી અનુવાદ ::-

'ખૂદ મુસ્લિમોના હાથે સૈયદ સાહેબના સૈનિકોના મોટા ભાગને એક રાતમાં કપાવી નાખ્યા.'



**હવાલો : ૪**

**'ઈ.સ. ૧૮૩૧ મેં બાલાકોટ કે મકામ પર હઝરત સૈયદ અહમદ શહીદ ઔર ઉન કે સાથી શહીદ કર દિયે ગએ ઔર ખૂદ આઝાદ કબાઈલ મેં સે બઅઝ લોગોંને હિન્દુસ્તાની મુજાહેદીન કો લૂંટા, કસોટા ઔર કત્લ તક કિયા.'**

(હવાલા માટે જુઓ : **(મુકદ્દમા) 'કાબુલ મેં સાત સાલ'** લેખક : ઉબૈદુલ્લાહ સિંધી, પ્રકાશક : સાગર એકેડેમી, લાહોર, **પેઈજ નં. ૧૬**)

-:: ગુજરાતી અનુવાદ ::-

'ઈ.સ. ૧૮૩૧ માં બાલાકોટના સ્થળે હઝરત સૈયદ અહમદ શહીદ અને તેમના સાથીઓ શહીદ કરી નાખવામાં આવ્યા અને ખૂદ આઝાદ ખાનદાનમાંથી અમુક લોકોએ લૂંટયા, કષ્ટ આપ્યા અને કતલ કરી નાખ્યા.'

ઉપરોક્ત હવાલા દ્વારા પુરવાર થયું કે વહાબી-તબલીગી જમાઅતનો પેશ્વા મોલ્વી ઈસમાલ દહેલ્વી અને સૈયદ અહમદ ઈસ્લામ માટે શહીદ નહોતા થયા પણ અંગ્રેજોની વફાદારીનો હક અદા કરવામાં સુન્ની અકીદા રાખનારા અને રાષ્ટ્રપ્રેમી મુસ્લિમોના હાથે મરાયા હતા. વહાબીઓ એ સરહદ પ્રાંતના મુસ્લિમ ખાનદાનોની બહેન-દિકરીઓની ઈઝ્ઝત આબરૂ ઉપર જે ખતરો ખડો કરી દીધેલો તે એટલો અમાનુષી હતો કે મુસ્લિમોએ શીખોની સાથે સંગઠન કરીને રંગીન તબીયતના વહાબીઓનો ખાત્મો જ કરી નાખ્યો.

મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી અને તેના પીર સૈયદ અહમદને **'શહીદ'** નો ખિતાબ આપી, વહાબી-તબલીગી જમાઅતના લોકો એવા ભ્રમમાં રાચી રહ્યા હશે, કે આપણે તેઓની પ્રત્યેની અકીદતના અનુસંધાને તેઓને ખરા અર્થની શ્રદ્ધાંજલી અર્પી છે પણ વાસ્તવિકતા એ છે કે **'જેહાદ'** અને

'**શહાદત**' જેવી બાબત તેઓના જીવન ચરિત્રમાં ઉપલબ્ધ જ નથી. લૂંટફાટ, વ્યક્તિગત અહમ, સ્વાર્થી લડાઈઓ, ઐશ-આરામ માટે મઝહબના નામે ઉઘરાણું, કોઈની બહેન-દિકરીઓને જબરદસ્તી પત્નિ બનાવતી તથા અંગ્રેજો પ્રત્યેની વફાદારી વ્યક્ત કરવા મુસ્લિમ બંધુઓ સાથે કરેલા ઝઘડાઓને ભ્રષ્ટ વહાબી ઈતિહાસકારો '**જેહાદ**' નું નામ આપી, ઈતિહાસને ભ્રષ્ટ કરવાની ચેષ્ટા કરી રહ્યા છે. અંધશ્રદ્ધાના અંધકારમાં ખૂદ તો બેહકી રહ્યા છે પણ અન્યોને પણ બહેકાવવાના પ્રયત્નો કરી રહ્યા છે.

જો મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી એન્ડ કંપનીના કહેવાતા જેહાદને ફક્ત એક પળ માટે પણ '**જેહાદ**' માની લેવામાં આવશે, તો વહાબીઓના પેશ્વાઓની હાલત અતિ કફોડી થઈ જશે. ઉદાહરણ રૂપે શીખોની સામે '**શીદુ**' નામના સ્થળે થએલી લડાઈમાં તેઓ ઉભી પૂંછડીએ નાઠેલા અને '**મૈદાને-જેહાદ**' થી '**કાયર**' ની જેમ ભાગી જનારાઓ માટે ઈસ્લામી દ્રષ્ટિકોણથી હુકમો લગાડવામાં આવશે તો તેઓને આવા હુકમોની હેઠળ લાગનારા વિશેષણોથી બચાવવા કઠીન બની જશે.

**જેહાદ, શહીદ, ગાઝી** અને **શહાદત** જેવા ઉચ્ચ આદર અનેમાન ધરાવતા મરતબાનું વહાબીઓએ એટલી હદે અવમૂલ્યાંકન કર્યું છે કે વ્યાભિચારીઓ, ડાકૂઓ અને લૂંટારાઓને ઉદાર દિલે આવા ખિતાબોની લહાણી કરવામાં કયાંય પણ લોભ નથી કર્યો. અગાઉ સૈયદ અહમદના ખલીફા **નેઅમતુલ્લાહ**નું વર્ણન કર્યું છે. નેઅમતુલ્લાહ ને મુજાહિદોનો અમીર બનાવવામાં આવેલો. અમીર નેઅમતુલ્લાહ **સ્ત્રીઓનો ભારે શોખીન** હતો. અગાઉ વર્ણન કર્યા મુજબ તે ૧૦-૧૨ યુવાન સ્ત્રીઓને એકી સાથે રાખતો અને ભોગવતો. તેના આવા કાળા કરતૂતોનો અંજામ એ આવ્યો કે :-



**હવાલો : ૫**

**'મૌલાના અબ્દુલ કરીમ કી વફાત કે બાદ મૌલાના અબ્દુલ્લાહ કે પોતે નેઅમતુલ્લાહખાં અમીર બનાએ ગએ. જિન કો કિસી મુસલમાન ને શહીદ કર દિયા.'**

(હવાલા માટે જૂઓ : '**ઓલોમા-એ-હિંદ કા શાનદાર માઝી**' લેખક : મોલ્વી સૈયદ મુહમ્મદમીયાં , વ્યવસ્થાપક : જમીઅતુલ ઓલોમાએ હિન્દ, પ્રકાશક : એમ. બ્રધર્સ, દિલ્હી, **ભાગ-૩, પેઈજ નં. ૭૩**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'મૌલાના અબ્દુલ કરીમના અવસાન પછી મૌલાના અબ્દુલ્લાહના પૌત્ર નેઅમતુલ્લાહખાં અમીર બનાવવામાં આવ્યા. જેમને કોઈ મુસલમાને શહીદ કરી દીધા.'

અમીર નેઅમતુલ્લાહ જે વહાબી-તબલીગી જમાઅતના પેશ્વા મોલ્વી ઈસ્માઈલ દહેલ્વીના પીર સૈયદ અહમદ રાયબરેલ્વીનો '**ખલીફા**' અને વહાબીઓના લશ્કરનો '**અમીરૂલ-મુજાહેદીન**' હતો, તે સદાય વિલાસી જીવન જ ગાળતો. અનેક યુવતીઓ તેની વાસનાનો ભોગ બનેલી. તેની પાપ-લીલાની ચર્ચા ચોમેર ફેલાએલી હતી. આવા વ્યાભિચારીને બની શકે કોઈએ ઉશ્કેરાટના આવશેમાં મારી નાખ્યો હોય. આવી વ્યક્તિઓ પોતાના પાપે ક-મોતે મરતી હોય છે. જો આવી વ્યક્તિની **હત્યા** થાય તો કંઈપણ અજુગતું નથી ગણાતું. પણ આવી વ્યક્તિની હત્યાને શહાદત માં ખપાવીને '**શહીદ કર દિયા**' જેવા વાક્યો લખીને તેને શહીદ તરીકે ચિતરવાની ચેષ્ટા નિ:શંક નિંદનીય છે.

જો આવી રીતે અસામાજિક તત્વોને શહીદના ખિતાબો અપાશે તો પછી દરેક ડાકૂ, બુટલેગરો, લોહીના વેપારીઓ કે જેઓ મોટાભાગે કમોતે મરે છે, તે બધા પણ 'શહીદો'ની નામાવલીમાં ઘણી જ સરળતાથી શામેલ થઈ જશે. કોઈના મકાનમાં ચોરી કરવા ઘૂસેલો ચોર મકાન માલિક જાગી જતા ભાગવા જાય, અગાશી ઠેકવા જાય અને પડી જતાં મરી જાય, ધાડપાડૂઓ લૂંટ કરવા જાય અને પોલીસ સાથેની અથડામણમાં માર્યા જાય, તે બધાને પણ શું 'શહીદ' ના ટાઈટલોથી નવાઝવામાં આવે છે ? હરગીઝ નહીં.તો પછી અંગ્રેજોના ગુલામ, બારગાહે રિસાલત સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમના ગુસ્તાખ, દેશના ગદ્દાર, કૌમે મુસ્લિમના દુશ્મન, અત્યાચારી અને વ્યાભિચારી એવા વહાબી-તબલીગી જમાઅતના પેશ્વાઓને 'શહીદ' ના ટાઈટલોથી શા માટે નવાઝવામાં આવે છે ?

## ભારતના ગદ્દારોને અંગ્રેજો દ્વારા પુરસ્કારોની લહાણી

અંગ્રેજોએ ફક્ત ભારતમાં જ નહીં બલ્કે દુનિયાના મોટા ભાગના દેશોમાં પોતાના 'ગુલામો' નિયુક્ત કરેલા. જે ગુલામોએ પોતાના જ **'માદરે વતન'** સાથે ગદ્દારી કરીને અંગ્રેજી સામ્રાજયના પાયા મઝબૂત કરી દીધા. આવા ગદ્દારોની કદર કરીને અંગ્રેજોએ તેઓને આર્થિક રીતે 'ન્યાલ' કરી દીધેલા. ભારતમાં અંગ્રેજોની વિરૂદ્ધ શરૂ થએલી લડત અને આઝાદીની ચળવળને નિષ્ફળ બનાવી દેવાની મહત્વપૂર્ણ કામગીરી બજાવવા બદલ અંગ્રેજોએ **વહાબી-તબલીગી જમાઅતના મુલ્લાઓ** અને પેશ્વાઓ ઉપર કેવી કેવી **'નવાઝિશો'** કરેલી, તેની સંક્ષિપ્ત માહિતી અત્રે રજૂ છે.



**હવાલો :**

વહાબી-તબલીગી જમાઅતની બે પ્રમુખ સંસ્થઓ **૧. ઓલ ઈન્ડિયા જમીઅતુલ ઓલોમા-એ-ઈસ્લામ** અને **૨. જમીઅતુલ ઓલોમા-એ-હિન્દ** ના પ્રમુખ અનુક્રમે **૧ મોલ્વી શબ્બીર અહમદ ઉસ્માની** અને **૨. મોલ્વી હુસૈન અહમદ મદની** વચ્ચે રાજકીય બાબતોના અનુસંધાને ઉગ્ર મતભેદો પેદા થએલા. તે મતભેદોનું સુખદ સમાધાન કરવા માટે બન્ને સંસ્થાના પ્રમુખો અને આગેવાનોની એક મિટીંગનું **૭ ડીસેમ્બર ઈ.સ. ૧૯૪૫** ના દિવસે યુ.પી.ના સહારનપુર જીલ્લાના **દેવબંદ** ગામે આયોજન કરવામાં આવેલું. જેની માહિતી (મિનીટ્સ) દારૂલ ઉલૂમ દેવબંદના સ્થાપક **મોલ્વી કાસિમ નાનોત્વીના** પૌત્ર **તાહિર અહમદ કાસમી** એ છપાવીને પ્રસિદ્ધ કરેલી.

મોલ્વી શબ્બીર અહમદ ઉસ્માની સામે દલીલબાઝીમાં ઉતરેલા **જમીઅતુલ ઓલોમા-એ-હિન્દ**ના પ્રતિનિધિ મંડળના સભ્ય મોલ્વી હિફઝુર્રહમાને રજુઆત કરતાં જે કહેલું તે અક્ષરસ નીચે મુજબ છે.

**'મૌલાના હિફ્ઝુર્રહમાન સાહબને કહા : ઈલ્યાસ સાહબ રહેમતુલ્લાહે અલૈહે કી તબલીગી તેહરીક કો ઈબ્તેદાઅન હુકૂમત કી જાનિબ સે બ ઝરીયા હાજી રશીદ અહમદ સાહબ કુછ રૂપિયા મિલતા થા, ફિર બંદ હો ગયા.'**

(હવાલા માટે જુઓ : **'મુકાલમતુસ સદરૈન'** સંપાદક : મોલ્વી તાહિર અહમદ કાસમી, પ્રકાશક : રહેમાની પ્રેસ, મહોલ્લાહ ગરહિયા, દિલ્હી, **પેઈજ નં. ૮)**

-:: ગુજરાતી અનુવાદ ::-

'મૌલાના હિફઝુર્રહમાન સાહેબે કહ્યું કે ઈલ્યાસ સાહેબ રહ. ની તબલીગની ચળવળ માટે પ્રારંભમાં હુકૂમત તરફથી હાજી રશીદ અહમદ સાહેબ મારફત અમુક રૂપિયા મળતા હતા, પછી બંધ થઈ ગયા.'

તબલીગ જમાઅતનો ભાંડો પણ ફૂટી રહ્યો છે કે આ જમાઅતનો સ્થાપક **મોલ્વી ઈલ્યાસ કાંધેલ્વી** પણ અંગ્રેજો દ્વારા ખરીદાએલો ગુલામ હતો. તબલીગ જમાઅત વિષે લોકોમાં એવી માન્યતા ફેલાવવામાં આવે છે કે આ જમાઅત ફક્ત ઈસ્લામની ખિદમત અને મઝહબનો પ્રચાર કરવા માટે અસ્તિત્વમાં આવી છે. જો આ ઉદેશ જ મુખ્ય છે તો પછી અંગ્રેજોએ આ સંસ્થાને પ્રારંભથી જ શા માટે સહાય કરેલી ? અંગ્રેજો કે જેઓ ઈસ્લામના **કટ્ટર-શત્રુઓ** છે, તેઓને તબલીગી જમાઅત માટે હમદર્દી કયાંથી ફાટી નિકળી ? ઈસ્લામી કાનૂનના પ્રચાર માટે અંગ્રેજોને કયાંથી પ્રેમ ઉભરાઈ પડયો ? અજ્ઞાન મુસ્લિમો મઝહબી-તાલીમ પ્રાપ્ત કરે તેવી ભલમનસાઈ અંગ્રેજોમાં કયાંથી આવી ? ઈસ્લામના ઉદય કાળ થી જ ઈસ્લામના દુશ્મન અંગ્રેજોએ ઈસ્લામ ધર્મનું નામ-નિશાન મિટાવી નાખવા અનેક વખતે જંગે ચડી ચુકયા છે. તે અંગ્રેજોને શું પડી છે, કે તેઓ ઈસ્લામી શિક્ષણના પ્રચાર માટે આર્થિક સહાય કરે , ઈસાઈ ધર્મના પ્રખર અનુયાયીઓ અને સમર્થકો એવા બ્રિટીશરો ઈસ્લામના હમદર્દ બનીને શા માટે તબલીગ જમાઅતને આર્થિક મદદ કરે ? **બાઈબલ** ના બદલે **કુરઆન**ના શિક્ષણ અને પ્રચાર માટે શા માટે દાનવીર બનીને ઉભો રહે ? સુક્ષ્મમાં સુક્ષ્મ બાબતને રાજકીય અને આર્થિક લાભની દ્રષ્ટિએ જોનારા અંગ્રેજો તબલીગ જમાઅતના પ્રચાર કાર્યમાં ઉદારવૃત્તિ દાખવી ને નિઃસ્વાર્થ હતા ? મુસ્લિમો ઉપર અમાનુષી અત્યાચારો કરનારા, મુસ્લિમોના પવિત્ર ધર્મસ્થાનોની માનહાની, મુસ્લિમોની સામુહિક હત્યાઓ કરનારા, દિલ્હીની જામેઅ મસ્જીદમાં ઘોડા



બાંધી, ઘોડાઓના મળમુત્ર દ્વારા મસ્જિદને નાપાક કરનારા અંગ્રેજો શું તબલીગ જમાઅતને ઈસ્લામ પ્રત્યેના આદરના કારણે સહકાર આપી રહ્યા હતા ? મુસ્લિમોની શૈક્ષણિક સંસ્થાઓને તોપના ગોલા મારી નેસ્તો નાબૂદ કરનારા અંગ્રેજો તબલીગ જમાઅતની ચળવળને સહાય કરીને શું વાસ્તવમાં મુસ્લિમ સમાજ માટે હમદર્દી ધરાવતા હતા ?

મોલ્વી ઈલ્યાસ કાંધલવી કે જે વહાબીઓના ઈમામ મોલ્વી રશીદ અહમદ ગંગોહીનો મુરીદ અને શાગિર્દ હતો. જેની વિગત શરૂના પૃષ્ઠોમાં વર્ણવી દીધી છે. મોલ્વી ઈલ્યાસે સ્થાપેલી તબલીગ જમાઅતનો હેતુ વહાબીયત ફેલાવવાનો છે. વહાબીયત ફેલાવી, મુસ્લિમોને અનેક ફાંટામાં વહેંચી નાખવા તે અંગ્રેજોની પણ નિતી હતી અને અંગ્રેજોની પોલીસી મુજબ કામ કરનારી સંસ્થાને અંગ્રેજો અવશ્ય મદદ કરવાના જ. અંગ્રેજોને તો ઈસ્લામના નામ માત્ર થી પણ દુશ્મનાવટ હતી. તેઓ ઈસ્લામને ખત્મ કરવા બધું જ કરી છુટે તેમ હતા અને તબલીગ જમાઅતને મદદ કરી, અંગ્રેજો ઈસ્લામને ડેમેજ કરવાની દિશામાં આગળ વધી રહ્યા હતા. તબલીગ જમાઅતને મદદ કરી ઈસ્લામને નુકશાન પહોંચાડવાની સાથે સાથે અંગ્રેજોનો એક બીજો હેતુ એ પણ હતો કે મુસ્લિમો મઝહબના નામે અંદરો અંદર ઝઘડવામાં એટલા ગુંચવાઈ જશે કે તેઓ **આઝાદીની લડત** વિસરી જશે.

ફક્ત મોલ્વી ઈલ્યાસ જ નહીં, બલ્કે વહાબી તબલીગી જમાઅતના પેશ્વા અને **હકીમુલ ઉમ્મત,** મોલ્વી અશરફઅલી થાન્વી પણ અંગ્રેજોનો પગાર ખાતા હતા.

**હવાલો : ૨**

ઉપરોક્ત હવાલામાં વર્ણન કરેલી મિટીંગમાં જમીઅતુલ ઓલોમા-એ-હિંદના પ્રતિનિધી મોલ્વી હિફઝુર્રહમાને દલીલ રૂપે મોલ્વી ઈલ્યાસ

કાંધેલ્વીની તબલીગી ચળવળને અંગ્રેજી સહાય મળતી હોવાનો જે ધડાકો કરેલો તેનો જવાબ આપતાં મોલ્વી **શબ્બીર અહમદ ઉસ્માનીએ** કહ્યું કે :

**'દેખિયે, હઝરત મૌલાના અશરફ અલી સાહબ થાન્વી (રહે.) હમારે આપકે બુઝુર્ગ વ પેશ્વા થે. ઉન કે મુતઅલ્લિક બઅઝ લોગોં કો યે કેહતે હૂએ સુના ગયા કે ઉન કો છે સો રૂપિયે માહવાર હુકૂમત કી જાનિબ સે દિયે જાતે થે.'**

(હવાલા માટે જુઓ : **'મુકાલમતુસ-સદરૈન'**, સંપાદક : મોલ્વી તાહિર અહમદ કાસમી, પ્રકાશક : રહેમાની પ્રેસ, મહોલ્લાહ ગરહિયા, દિલ્હી, **પેઈજ નં. ૧૦**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'જુઓ, હઝરત મૌલાના અશરફઅલી સાહેબ થાન્વી (રહે.) આપણાં સર્વમાન્ય બુઝુર્ગ અને પેશ્વા હતા. તેઅના વિષે અમુક લોકોને તેવું કહેતાં સાંભળવામાં આવ્યા કે તેઓને માસિક રૂા. ૬૦૦/- ગવર્નમેન્ટ તરફથી આપવામાં આવતા હતા.'

વહાબી-તબલીગી જમાઅતના સર્વમાન્ય પેશ્વા કે જેમને તબલીગ જમાઅતના લોકો **'હકીમુલ-ઉમ્મત'** અને 'હઝરત થાન્વી' ના માન ભર્યા ઈલ્કાબોથી સંબોધે છે, તે મોલ્વી અશરફ અલી થાન્વીને અંગ્રેજ ગવર્નમેન્ટ તરફથી માસિક **રૂા. ૬૦૦/-** (રૂપિયા છસ્સો) નો પગાર મળતો હતો. થાન્વી સાહેબ અંગ્રેજોના **પગારદાર નોકર** હતા.

એક તરફ તો અંગ્રેજો મુસ્લિમોના રૂહાની પેશ્વાઓ અને સરતાજ આલિમો જેવા કે **અલ્લામા ફઝ્લે હક ખયરાબાદી, મુફ્તી ઈનાયત અહમદ કાકોરવી, હઝરત કિફાયતુલ્લાહ 'કાફી'** અને **મુફ્તી સદરૂદીન આઝુર્દા** જેવા જંગે આઝાદીના મહાન લડવૈયા, બિન: તબલીગ સુન્ની આલિમોને **જન્મટીપ, ફાંસી** અને **મિલ્કતની જપ્તી** જેવી આકરી સજાઓ કરી રહ્યા હતા અને બીજી તરફ વહાબી-તબલીગી જમાઅતના વડવાઓ ને તે સોંઘવારીના સમયમાં માસિક રૂા. ૬૦૦/- જેવી જંગી રકમની સહાય કરી રહ્યા હતા, તે શું સુચવે છે ? અંગ્રેજો પોતાના વફાદાર ગુલામોની વફાદારીની કદર કરી રહ્યા હતા અને અંગ્રેજોના વફાદારો અને **ભારતના ગદ્દારો** ભારતની આઝાદીની લડતમાં વિધ્ન નાખવા મઝહબનો આશરો લઈ ભારતીય પ્રજાને આંતરવિગ્રહની અગ્નિમાં હોમી રહ્યા હતા.

અંગ્રેજોએ મુસ્લિમો ઉપર અત્યાચારો કરવામાં કહી જ કચાશ નહોતી રાખેલી. માદરે-વતન **સરઝમીને હિન્દુસ્તાન**ને અંગ્રેજોની ગુલામીથી મુક્તિ અપાવવા માટે આઝાદીની જંગમાં જોડાએલા હજારો મુસ્લિમોને નિર્દયતાથી મારી નાખ્યા.

**હવાલો : ૩**

**'અંગ્રેઝોં કી બરબરિયત કા અંદાઝા ઈસ એક વાકેઆ સે હોગા કે સિર્ફ દેહલી મેં ઉન્હોંને સત્તાઈસ હઝાર મુસલમાનોં કો ફાંસી પર લટકા દિયા.'**

(હવાલા માટે જુઓ : **'હિન્દુસ્તાની મુસ્લિમ સિયાસત પર એક નઝર'** લેખક : ડાકટર મુહમ્મદ અશરફ, **પેઈજ નં. ૧૭**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'અંગ્રેજોની નિર્દયતાનો અંદાઝો આ એક જ ઘટના થી આવી જશે, કે ફક્ત દિલ્હીમાં જ તેઓએ સત્તાવીસ હજાર (૨૭,૦૦૦) મુસ્લિમોને ફાંસીએ લટકાવી દીધા.'

ફક્ત એક દિલ્હીમાં જ ૨૭,૦૦૦ (સત્તાવીસ હજાર) મુસ્લિમોને ફાંસીને લટકાવી દેનારા અંગ્રેજોએ અખંડ ભારતમાં લાખોની સંખ્યામાં મુસ્લિમોને રહેંસી નાખેલા. મુસ્લિમ મહિલાઓને વિધવા અને મુસ્લિમ બાળકોને અનાથ બનાવનારા અંગ્રેજ હત્યારાઓ કે જેમના ઝુલ્મો-સિતમની દાસ્તાન વાંચવા માત્રથી વાંચકની આંખોમાંથી લોહીના આંસૂ ટપકશે, તેવા ઝાલિમ અંગ્રેજો વહાબી-તબલીગી જમાઅતના હકીમુલ ઉમ્મતની દ્રષ્ટિએ કેવા હતા, તે જુઓ -

**હવાલો : ૪**

**'એક શખ્સને મુઝસે દરિયાફ્ત કિયા થા, અગર તુમ્હારી હુકૂમત હો જાએ તો અંગ્રેઝોં કે સાથ કયા બરતાવ કરોગે, મૈંને કહા કે મેહકૂમ બનાકર રખ્ખેંગે. કયૂં કે જબ ખુદાને હુકૂમત દી, તો મેહકૂમ બનાકર હી રખેંગે, મગર સાથ હી ઈસ કે, નિહાયત રાહત-વ-આરામ સે રખ્ખા જાએગા. ઈસ લિયે કે ઉન્હોંને હમેં આરામ પહોંચાયા હૈ.'**

(હવાલા માટે જુઓ : થાન્વી સાહેબના કથનોનો સંગ્રહ **'અલ-ઈફાદાતુલ યવમીયા'** સંપાદક : મોલ્વી અઝીઝુલ હસન, પ્રકાશક : મક્તબા તાલિફાતે અશરફિયા, થાનાભવન (યુ.પી.) **ભાગ-૪, પેઈજ નં. ૬૯૭**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'એક વ્યક્તિએ મને પ્રશ્ન કર્યો કે જો તમારૂં શાસન થઈ જાય તો અંગ્રેજોની સાથે કેવો વર્તાવ કરશો ? મેં કહ્યું કે તાબેદાર બનાવીને જ રાખશું, સાથે સાથે તેઓને અત્યંત રાહત અને આરામથી રાખશું કેમકે તેઓએ અમને આરામ પહોંચાડયો છે.'



મુસ્લિમોને સામુહિક ફાંસી આપનારા અંગ્રેજોના ઝુલ્મો-સિતમ થાન્વી સાહેબને નથી દેખાતા. કેમ કે દ : મહિને રૂા. ૬૦૦/- ની ચલણી નોટોથી તેઓનું **ગજવું ગરમ થતું હતું**. ઈ.સ. ૧૯૪૨ ના અરસામાં છસ્સો રૂપિયાની વેલ્યુ આજની વેલ્યુ સામે કેટલી હતી, તેની ગણતરી કરીએ. ઈ.સ. ૧૯૪૨ માં ૨૪ કેરેટ સોનાની કિંમત એક તોલાના રૂા. ૩૦/- હતી આજે ૨૪ કેરેટ સોનાની કિંમત એક તોલાની રૂા. ૫૧૦૦ જેટલી છે. એટલે. ૫૧૦૦ ÷ ૩૦ = ૧૭૦ ગણો ભાવ આજે થઈ ગયો છે. તે હિસાબે રૂા. ૬૦૦ × ૧૭૦ = ૧,૦૨,૦૦૦/- (એક લાખને બે હજાર) થાય. ટૂંકમાં ઈ.સ. ૧૯૪૨ માં રૂા. ૬૦૦/- ની વેલ્યુ આજના રૂપીયા એક લાખ જેટલી થાય. તો જે વ્યક્તિને અંગ્રેજો ઘરબેઠા આજની કિંમતના હિસાબે માસિક એક લાખ રૂપીઆ જેવી માતબર રકમ પહોંચાડતા હોય, તે વ્યક્તિ અંગ્રેજોના ગુણગાન નહીં ગાય તો શું **છાજીયા લેશે** ? આજના સમયમાં એક લાખ જેટલી માતબર જંગી રકમનો માસિક પગાર પામતો શખ્સ જે એશ આરામ કરી શકે તેટલો ઐશ આરામ ૧૯૪૨ માં માસિક પગાર રૂા. ૬૦૦/- નો પગારદાર સરળતાથી કરતો. થાન્વી સાહેબ પણ અંગ્રેજો દ્વારા મળતા માસિક રૂા. ૬૦૦/- ના કારણે માલ-મલીદા ખાઈને ઐશ-આરામ જ કરતા હતા. જેથી તેમણે કહેલું કે **અંગ્રેઝોંને હમેં આરામ પહોંચાયા હય**. આ તો પરસ્પરની લેતી-દેતી હતી. થાન્વી સાહેબ અંગ્રેજોના વિરોધીઓને વેરવિખેર કરી નાખવાની કામગીરી અંજામ આપતા હતા અને તે કામગીરીના વળતર રૂપે અંગ્રેજો થાન્વી સાહેબને કડકડતી લીલી નોટોની લહાણી કરતા હતા. દીનબંધૂઓ અને દેશબંધૂઓનો થાન્વી સાહેબે અંગ્રજો સાથે સોદો કરેલો અને તે સોદાના અવેજ રૂપે માસિક પગાર મેળવતા હતા. આ પગારનું ઋણ અદા કરવાના સ્વરૂપે થાન્વી સાહેબ કહી રહ્યા હતા કે **અંગ્રેઝોંને હમેં આરામ પહોંચાયા હૈ**. પોતે અંગ્રેજોનો માલ ખાઈને આરામ

કરતા હતા અને કૌમે મુસ્લિમ ઉપર અંગ્રેજોએ આફતોના પહાડ રૂપી ઢગ ખડકી દીધા હતા. બલ્કે થાન્વી સાહેબે પોતાના અંગત સવાર્થ અને આરામ માટે કયામત સુધી મિલ્લતે ઈસ્લામિયાને ફિર્કાબંદી, ફિત્ના, ફસાદ, વિખવાદ અને મઝહબી ઝઘડાઓમાં ધકેલી દઈને અંગ્રેજોની નમક-હલાલીનો બરાબર હક અદા કરેલો.

અંગ્રેજોના **માલ-ખાઉ** મોલ્વી અશરફઅલી થાન્વી સાહેબના ભાઈ પણ અંગ્રેજોની કૃપા દ્રષ્ટિ મેળવી ચુકેલા અને મહત્વના સરકારી હોદ્દા ઉપર છેવટ સુધી રહેલા.

**'મૌલાના મરહુમ થાન્વી કે ભાઈ મહકમએ સીઆઈડી મેં બળે ઓહદેદાર આખિર તક રહે. ઉન કા નામ મઝહરઅલી હૈ.'**

(હવાલા માટે જુઓ : **'મકતૂબાતે-શૈખુલ-ઈસ્લામ'** લેખક : મુનાઝિર અહસન ગીલાની **પેઈજ નં. ૨૯૭**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'મૌલાના મરહૂમ થાન્વીના ભાઈ સી.આઈ.ડી. ખાતા માં મોટા અધિકારી તરીકે છેવટ સુધી રહ્યા. તેમનું નામ મઝહર અલી છે.'

જુઓ ! વહાબી તબલીગી જમાઅતના સત્સંગ અને સંપર્ક માં રહેલી દરેક સંસ્થા ઉપર અંગ્રેજોની કૃપા દ્રષ્ટિ હતી અને બિન તબલીગી સુન્ની વ્યક્તિ કે સંસ્થા ઉપર અંગ્રેજોનો સદાય પ્રકોપ જ રહેતો. કેમ કે બિન તબલીગી સુન્નીઓએ ભારતની આઝાદીની જંગમાં મહત્વનો ભાગ લીધેલો અને અંગ્રેજોના **દાંત ખાટા કરી દીધેલા.**

ભારતમાં વહાબી-દેવબંદી-તબલીગી અકીદાઓના પ્રચાર અને પ્રસાર માટે ઉત્તર પ્રદેશના સહારનપૂર જિલ્લાના દેવબંદ નામના ગામે **દારૂલ**



**ઉલૂમ-દેવબંદ**ની જે સ્થાપના કરવામાં આવેલી તે સંસ્થાને અંગ્રેજોએ ભરપુર સહાય કરેલી. તેનાથી ઉલ્ટું અંગ્રેજોએ સુન્ની સંસ્થાઓને મસળી નાખવામાં પણ પાછી પાની નહોતી કરેલી.

અંગ્રેજી સામ્રાજયના દુષ્ટ અને ઘાતકી અમલદારોએ ભારતની આઝાદીની લડતને સહાય અને સમર્થન આપતી દરેક વ્યક્તિ અને સંસ્થાને વીણી વીણીને છિન્ન ભિન્ન કરી નાખેલી. અલબત્ત, આઝાદીની લડતના વિરોધીઓ અને અંગ્રેજોના ગુલામ અને માદરે વતન ભારતના ગદ્દારોને આર્થિક તથા દરેક પ્રકારની સહાય દ્વારા પ્રોત્સાહિત કરેલા.

વહાબી દેવબંદી અને તબલીગી વર્ગની મહત્વની સંસ્થા **દારૂલ ઉલૂમ દેવબંદ**ની સ્થાપના થતાં અંગ્રેજો શરૂશરૂમાં તેનાથી થોડા ભડકેલા કે કદાચ આ સંસ્થા દ્વારા ભારતીય મુસ્લિમોને અંગ્રેજોની વિરૂદ્ધ એકત્રિત કરીને આઝાદીની લડતને પ્રબળ બનાવવામાં આવશે. આ સંસ્થા અંગ્રેજોની વિરૂદ્ધ કામગીરી કરે છે કે નહીં ? તેની માહિતી લેવા લેફ્ટનન્ટ ગવર્નરના એક ગુપ્ત બાતમીદાર **મિસ્ટર પામર**ને નિયુકત કરવામાં આવ્યા. મિસ્ટર પામરે દારૂલ ઉલૂમ દેવબંદ વિષે પોતાનો જે અભિપ્રાય આપ્યો છે, તે નીચે મુજબ છે.

**હવાલો :**

**'યે મદર્સા ખિલાફે સરકાર નહીં, બલ્કે મુવાફિકે સરકાર મુમ્મિદ મુઆવિને સરકાર હૈ.'**

(હવાલા માટે જુઓ : **'મૌલાના મુહમ્મદ અહસન નાનોત્વી'** લેખક : મુહમ્મદ અયૂબ બિન મિયાં મશીયતુલ્લાહ, પ્રકાશક : રોહિલખંડ લિટ્રેચર સોસાયટી, કરાંચી (પાકિસ્તાન) પેઈજ નં. ૨૧૭)

—:: ગુજરાતી અનુવાદ ::—

'આ મદ્રેસો સરકારની વિરૂદ્ધનો નહીં, બલ્કે સરકારની તરફેણનો,

મદદનીશ અને સહાય કરનાર છે.'

હજુ એક અન્ય હવાલો રજૂ છે.

**હવાલો :**

**'મદ્રસ-એ-દેવબંદ કે અરાકીન મેં અકષરીયત ઐસે બુઝુર્ગોં કી થી જો ગવર્નમેન્ટ કે કદીમ મુલાઝિમ ઔર પેન્શન યાફ્તા થે. જિન કે બારે મેં ગવર્નમેન્ટ કો શકો-શુબાહ કી કોઈ ગુંજાઈશ નહીં થી.'**

(હવાલા માટે જુઓ : **'સવાનેહ કાસમી'** લેખક : મોલ્વી મુનાઝિર અહસન ગીલાની, પ્રકાશક : દારૂલ ઉલૂમ દેવબંદ, ભાગ-૨, **પેઈજ નં. ૨૪૭**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'દેવબંદના મદ્રેસાના વહીવટકર્તાઓમાં બહુમતી એવા મહાનુભાવોની હતી કે જેઓ ગવર્નમેન્ટના ભૂતપૂર્વ કર્મચારી અને પેન્શન મેળવનારા હતા. તેવા લોકો વિષે શંકા-કુશંકા ગવર્નમેન્ટ કરે તેવી કોઈ શક્યતા નહોતી.'

દારૂલ ઉલૂમ દેવબંદ અને ઓલોમા-એ-દેવબંદ અંગ્રેજોના હાથે વેંચાઈ ગયા હતા. તેની સ્પષ્ટ સાક્ષી અને સચોટ પુરાવા માટે એક વિશેષ હવાલો અત્રે રજૂ છે.

**હવાલો :**

**'બર્રે-સગીર કી તારીખ સે મા'લૂમ હોતા હૈ કે ઓલોમા-એ-દેવબંદ હુકૂમત કે વઝીફા ખ્વાર થે. ઔર દારૂલ ઉલૂમ દેવબંદ કો હુકૂમત કી જાનિબ સે ઈમદાદ મિલતી થી.'**

(હવાલા માટે જુઓ : **'જરીદા તરજુમાન'** (સાપ્તાહિક) દિલ્હી, તા. ૧૧, સપ્ટેમ્બર, ૧૯૯૧, **પેઈજ નં. ૬, કોલમ નં. ૪** માં રજૂ કરેલ **તા. ૨૪-૧-૧૯૮૮** ના સમાચાર પત્ર **'જંગ'** દૈનિકનો હવાલો)



—:: ગુજરાતી અનુવાદ ::—

'ઉપખંડના ઈતિહાસથી ફલિત થાય છે કે દેવબંદના આલિમો હુકૂમતના પગારદાર હતા અને દારૂલ ઉલૂમ દેવબંદને હુકૂમત તરફથી સહાય મળતી હતી.'

ઉપરોક્ત હવાલાઓ દ્વારા એ વાત મધ્યાંહનના સૂરજની જેમ સ્પષ્ટ સ્વરૂપે પુરવાર થઈ ગઈ, કે વહાબી-દેવબંદી-તબલીગી જમાઅતની પ્રમુખ સંસ્થા **દારૂલ ઉલૂમ દેવબંદ** અંગ્રેજો દ્વારા મળતી સહાયના જોરે પ્રગતિ કરી શકી છે. આ સંસ્થા દ્વારા ભારતીય મુસ્લિમોના દિલોમાં અંગ્રેજો પ્રત્યેની નફરતની આગને શાંત કરવાની પ્રવૃત્તિઓ કરીને ભારતની આઝાદીની લડતને નિષ્ફળ બનાવવાના પ્રયાસો કરવામાં આવેલા. જે કામગીરી દારૂલ ઉલૂમ દેવબંદના આલિમોએ અદા કરવાના પુરસ્કાર રૂપે અંગ્રેજો પાસેથી નાણાંકીય સહાય અને ખિતાબો મેળવ્યા.

દારૂલ ઉલૂમ દેવબંદના સ્થાપકોમાં દારૂલ ઉલૂમ દેવબંદના સદર મુદર્રિસ **મોલ્વી મેહમૂદુલ હસન દેવબંદી** કે જેઓને વહાબી-તબલીગી જમાઅતના અનુયાયીઓ **શૈખુલ-હિન્દ**ના ખિતાબથી સંબોધિત કરવામાં ગર્વ અનુભવે છે. તે મોલ્વી મેહમૂદુલ હસનના વાલિદ **મોલ્વી ઝુલ્ફિકાર અલી** પણ હતા. તેઓને અંગ્રેજ ગવર્નમેન્ટ પ્રત્યેની વફાદારીના ઈનામ રૂપે **ઓનરરી મેજીસ્ટ્રેટ**નો દરજ્જો મળેલો. ઉપરાંત દારૂલ ઉલૂમ દેવબંદના વ્યવસ્થાપક **હાફિઝ અહમદ**ને અંગ્રેજોએ **'શમ્સુલ-ઓલોમા'** ના ખિતાબથી નવાઝેલા.

વહાબી દેવબંદી વર્ગના લગભગ પેશ્વાઓએ અંગ્રેજો પ્રત્યે વફાદારી વ્યક્ત કરેલી છે. **મોલ્વી ઈસ્માઈલ દહેલ્વી, સૈયદ અહમદ રાયબરેલ્વી, મોલ્વી રશીદ એહમદ ગંગોહી, મોલ્વી અશરફ અલી થાન્વી, મોલ્વી ઈલ્યાસ**

કાંધલ્વી, **મોલ્વી મુહમ્મદ અહસન નાનોત્વી** વગેરેએ ખુલ્લમ ખુલ્લા અંગ્રેજોની તરફેણ કરેલી અને ભારતની આઝાદીની જંગનો વિરોધ કરેલો. જેની વિસ્તૃત માહિતી અહીં સુધીના વાંચનથી પ્રાપ્ત થઈ ચુકી છે.

અંગ્રેજોના વફાદાર અને ભારતના ગદ્દારોએ પાકિસ્તાનના સર્જનમાં પણ મહત્વની ભૂમિકા અદા કરી છે. જેનું વર્ણન સંક્ષિપ્તમાં અંતિમ પૃષ્ઠોમાં કરીશ.

બિન-તબલીગ સુન્ની બરેલ્વી આલિમોએ હંમેશા અંગ્રેજી સામ્રાજયનો વિરોધ કર્યો છે અને આ દેશને અંગ્રેજોની ગુલામીથી મુક્ત કરાવવા હંમેશા 'વીર-યોદ્ધા' ની જેમ ઝઝૂમ્યા છે. સુન્ની આલિમો દ્વારા આરંભવામાં આવેલી આઝાદીની લડતના કારણે અંગ્રેજોને ઘણું જ સહન કરવું પડેલું. ઈ.સ. ૧૮૫૭ નો બળવો શાંત પડયા પછી અંગ્રેજોએ આઝાદીની લડતમાં ભાગ લેનારા બિન તબલીગ સુન્ની આલિમોને શિક્ષા કરવા જે અત્યાચારો કર્યા છે, તેના વર્ણન માત્રથી **રૂંવાડા ખડા થઈ જાય છે.** અગાઉના પૃષ્ઠોમાં ફાંસીની સજા, જન્મટીપ, મિલ્કતો જપ્ત કરવી, કારાવાસની યાતનાઓ તથા અન્ય રીતે આ દેશ માટે કષ્ટ ભોગવનાર સુન્ની આલિમોની માહિતી સંક્ષિપ્તમાં વર્ણન કરી દીધી છે અને સાથે સાથે અંગ્રેજોના ગુલામ અને **માદરે વતન ભારતના ગદ્દારોએ** અંગ્રેજો પાસેથી મેળવેલી આર્થિક અને સામાજિક સહાયનું પણ વર્ણન કરી દીધું છે.





# ઈમામ અહમદ રઝા

# ફાઝિલે બરેલ્વીનું

# જન્મ સ્થાન બરેલી

# અને આઝાદીની લડત

ઉત્તર પ્રદેશનું બરેલી શરીફ શહેર અનેક બાબતોના કારણે મહત્વ ધરાવે છે. વિશ્વમાં ફેલાએલા બિન તબલીગ સુન્ની સંપ્રદાયના અનુયાયીઓના રૂહાની પેશ્વા **આ'લા હઝરત ઈમામ અહમદ રઝાખાં ફાઝિલે બરેલ્વીનું** જન્મ સ્થાન હોવાની સાથે સાથે બરેલી એક એવું સ્થળ છે જયાં આઝાદીના લડવૈયાઓએ અંગ્રેજોના **પગ ઉખાડી નાખેલા.**

જંગે આઝાદીના મુખ્ય હીરો **હઝરત અલ્લામા ફઝલે હક ખયરાબાદીએ** અંગ્રેજો વિરૂદ્ધ આપેલા જેહાદના ફત્વાનું સમગ્ર બિન તબલીગ સુન્ની આલિમોએ સમર્થન અને અનુમોદન કરેલું. ઈમામ અહમદ રઝા ફાઝિલે બરેલ્વીના દાદા **હઝરત અલ્લામા રઝા અલી** એ પણ જેહાદના ફતવાની તરફેણ કરેલી અને અંગ્રેજોની વિરૂદ્ધ ચાલતી આઝાદીની લડતને દરેક રીતે મદદ કરેલી ત્યાં સુધી કે અંગ્રેજોના લશ્કર ઉપર છાપો મારનારા આઝાદીના લડવૈયાઓને આપે વિના-મૂલ્યે ઘોડા સપ્લાય કરેલા. મુજાહિદોને ઘોડા તથા ખાદ્ય સામગ્રી પહોંચાડવાની જવાબદારી આપે પોતાના ફરઝંદ **રઈસુલ અતકીયા હઝરત મૌલાના નકીઅલીખાન** ને સુપ્રદ કરેલી. હઝરત મૌલાના નકીઅલીખાં **આ'લા હઝરત ઈમામ અહમદ રઝાખાં** ના વાલિદે-મોહતરમ (આદરણીય-પિતા) હતા. બાપ-દિકરા બન્નેએ તન-મન-ધનની બાઝી લગાડીને અંગ્રેજોની વિરૂદ્ધ અઝાદીની ચળવળ અતિ-બળવંત બનાવી

દીધી. ખૂદ અંગ્રેજ ઈતિહાસકાર મિલ્લીસન આ બાબતનો સ્વીકાર કરતાં લખે છે કે :

**હવાલો :**

**'બર્તાનવી હુક્કામ તમામ હિન્દ પર કબઝા કરને કી હર મુમકિન કોશિશ કર રહે થે. તો ઉસ વક્ત ફઝલે હક ખૈરાબાદી, અહમદુલ્લાહ શાહ મદ્રાસી, ઈમામ બખ્શ સહબાઈ ઔર રઝા અલી બરેલ્વી જૈસે મોલ્વી તસલ્લૂત કે ખિલાફ અપની ભરપૂર કોશિશ કર રહે થે.'**

(હવાલા માટે જુઓ : **'હયાતે મુફતી આઝમ'** લેખક : મીર્ઝા અબ્દુલ વહીદ બેગ, પ્રકાશક : ઈદારા તેહકીકાતે મુફતી આઝમે હિન્દ, બરેલી. **પેઈજ નં. ૨૮**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'બ્રિટીશ અફસરો સમગ્ર ભારત ઉપર કબજો જમાવવા ની દરેક શક્ય કોશિશ કરી રહ્યા હતા. તેવા સમયે ફઝલે હક ખયરાબાદી,અહમદુલ્લાહ શાહ મદ્રાસી,ઈમામ બખ્શ સહબાઈ અને રઝા અલી બરેલ્વી જેવા મોલ્વીઓ અંગ્રેજોના વર્ચસવની વિરૂદ્ધ પોતાનાથી શક્ય એટલા પ્રયત્નો કરી રહ્યા હતા.'

સુન્ની આલિમો દ્વારા અપાએલા **જેહાદના ફત્વાએ** સમગ્ર ભારતના મુસ્લિમોને અંગ્રેજોની વિરૂદ્ધ લડવા મેદાનમાં લાવી દીધેલા. મુસ્લિમોના વિરોધસૂરથી અંગ્રેજો અતિ-ભયભીત હતા. અંગ્રેજો ઈચ્છતા હતા, કે મોલ્વીઓ દ્વારા અપાએલા ફત્વાના કારણે જ મુસ્લિમો આઝાદીની લડતમાં જોડાણા છે. તે ફત્વાનું જ મહત્વ ઘટાડી નાખવામાં આવે. પોતાની મુરાદ પૂરી કરવા અંગ્રેજોએ વહાબી-દેવબંદી તબલીગી જમાઅતના એક પ્રખર



વક્તા **મોલ્વી મુહમ્મદ અહસન નાનોત્વી**ને કામે લગાડયા. મોલવી મુહમ્મદ અહસન નાનોત્વીને વહાબી-દેવબંદી-તબલીગી વર્ગના પેશ્વાઓ અતિ આદર દ્વારા સન્માનિત કરતા હતા. મોલ્વી મુહમ્મદ અહસન નાનોત્વીએ જેહાદના ફત્વાની વિરૂદ્ધ અને અંગ્રેજોની તરફેણમાં પ્રચાર શરૂ કરી દીધો.

ઈ.સ. ૧૮૫૭ ના મે મહિનાની ૨૨મી તારીખે શુક્રવારના દિવસે બરેલી શહેરના 'નૌ-મહોલ્લાહ' ની મસ્જીદમાં મોલ્વી અહસન નાનોત્વીએ જે ભાષણ કરેલું, તેનું વર્ણન ખૂદ મોલ્વી અહસન નાનોત્વીના જીવન વૃતાંત માં નીચે મુજબ આલેખવામાં આવ્યું છે.

**હવાલો :**

**''૨૨, મઈ કો નમાઝે જુમ્આ કે બઅદ મૌલાના મુહમ્મદ અહસન સાહબને બરૈલી કી મસ્જિદે નૌ-મહોલ્લાહ મેં મુસલમાનોં કે સામને એક તકરીર કી ઔર ઉસ મેં બતાયા કે હુકૂમત સે બગાવત કરના ખિલાફે કાનૂન હૈ.'**

(હવાલા માટે જુઓ : **મૌલાના મુહમ્મદ અહસન નાનોત્વી**, લેખક : મુહમ્મદ ઐયુબ બિન મશીયતુલ્લાહ, પ્રકાશક : રોહિલખંડ લિટ્રેચર સોસાયટી, કરાંચી, **પેઈજ નં. ૫**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'૨૨ મે, ના દિવસે જુમ્આની નમાઝ પછી મૌલાના મુહમ્મદ અહસન સાહેબે બરૈલીના નૌ-મહોલ્લાહ મસ્જીદમાં મુસ્લિમો સમક્ષ એક ભાષણ કર્યું અને તેમાં કહ્યું કે હુકૂમત સામે બળવો કરવો કાનૂન વિરૂદ્ધ છે.'

ઉપરોક્ત ઘટનાના સમર્થનમાં વાંચકોને વિશેષ પુરાવાની જો આવશ્યકતા હોય તો નિમ્નલિખિત હવાલા ચકાસી જુએ.

(1) Fifty Seven by HENERY GEORGE KEENE, Page No. 128 (London-1883).

(2) FREEDOM STRUGGLE IN U.P. , Volume 5, Page No. 170.

મોલ્વી મુહમ્મદ અહસન નાનોત્વીના ઉપરોક્ત ભાષણે આઝાદીની જંગ લડતા મુસ્લિમોને આઘાતનો જોરદાર આંચકો આપ્યો. વાતાવરણમાં આક્રોશની આગ ફેલાઈ ગઈ. કેમ કે મુસ્લિમોના દિલોમાં થનગની રહેલા 'આઝાદીના જઝબા' ને એક મોલ્વીએ પડકાર ફેંક્યો હતો. આ ફક્ત પડકાર જ નહોતો, બલ્કે સુન્ની આલિમો દ્વારા આઝાદી મેળવવા માટે અપાએલા **'જેહાદના ફત્વા'** નું ખુલ્લમ ખુલ્લા ઉલ્લંઘન અને ખંડન હતું. મુસ્લિમોની **દેશપ્રેમની લાગણીની** સાથે સાથે **ધાર્મિક લાગણી** પણ દુભાણી હતી. તે સમયે બરૈલીના મુસ્લિમોના મઝહબી આગેવાન આ'લા હઝરત ઈમામ અહમદ રઝા ફાઝિલે બરેલ્વીના દાદા **હઝરત મૌલાના રઝા અલીખાં** સાહેબ હતા. આપે મોલવી મુહમ્મદ અહસન નાનોત્વીના કથનોનો જોરદાર વિરોધ કર્યો અને અંગ્રેજોના એજન્ટની ભ્રામક જાળમાં ન ફસાવવાનો મુસ્લિમોને અનુરોધ કર્યો. પરિણામે મુસ્લિમો એ હઝરત મૌલાના રઝા અલીખાંના ઉપદેશને માર્ગદર્શન સમજીને આઝાદીની જંગ લડવાના નિર્ણયમાં અડગ રહ્યા. વહાબી-મોલ્વીની **દેશ પ્રત્યેની** ગદ્દારી ઉપર મુસ્લિમોએ ફિટકારો વરસાવી.

**હવાલો :**

**'ઈસ તકરીરને બરૈલી મેં એક આગ લગા દી ઔર તમામ મુસલમાન મૌલાના મુહમ્મદ અહસન નાનોત્વી કે ખિલાફ હો ગએ. અગર કોતવાલે શહર શયખ બદરૂદ્દીન કી ફેહમાઈશ પર મૌલાના બરૈલી ન છોડતે, તો ઉન કી જાન કો ભી ખતરા પૈદા હો સકતા થા'**



(હવાલા માટે જુઓ : **મૌલાના મુહમ્મદ અહસન નાનોત્વી,** લેખક : મુહમ્મદ ઐયુબ બિન મશીયતુલ્લાહ' પ્રકાશક : રોહિલખંડ લિટ્રેચર સોસાયટી, કરાંચી, **પેઈજ નં. ૫૧**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'આ ભાષણે બરૈલીમાં આગ લગાડી દીધી અને બધા મુસ્લિમો મૌલાના મુહમ્મદ અહસન નાનોત્વીના વિરોધી થઈ ગયા. જો શહેરના થાણેદાર શૈખ બદરૂદ્દીન ના કહેવાથી મૌલાના બરૈલી છોડીને ગયા ન હોત, તો તેમની જાન માટે પણ જોમખ ઉભું થઈ ગયું હોત.'

પોતાની જાનનું જોખમ ઉભું થતાં અંગ્રેજોનો એજન્ટ અને વહાબી-દેવબંદી વર્ગનો મોલ્વી બરૈલીથી પોબારા ભણી ગયો અને બરૈલીની ધરતી એક અનિષ્ટમાંથી મુક્ત થઈ ગઈ. મોલ્વી અહસન નાનોત્વીએ જેહાદ વિરૂદ્ધની કરેલી બકવાસથી બરૈલીના મુસ્લિમોના માનસને સ્વચ્છ કરવા **હઝરત મૌલાના રઝા અલીખાં** સાહેબના આદેશથી તા. ૨૫-૫-૧૮૫૭ ના દિવસે એક વિશાળ સભાનું આયોજન કરવામાં આવ્યું.

**હવાલો :**

**'ઈસ તકરીર કા રદ્દે અમલ યે ભી હુવા કે ૨૫ મઈ, ૧૮૫૭ કો બરોઝે ઈદ નૌ-મોહલ્લાહ કી મસ્જિદ મેં મોલ્વી રહીમુલ્લાહખાંને અંગ્રેઝોં કે ખિલાફ સખ્ત તકરીર કી. ઈસ મૌકે પર બખ્તખાં ભી મૌજૂદ થે. મુસલમાનોં મેં બહોત જોશ પૈદા હો ગયા થા.'**

(હવાલા માટે જુઓ : **મૌલાના મુહમ્મદ અહસન નાનોત્વી,** લેખક : મુહમ્મદ ઐયુબ બિન મશીયતુલ્લાહ' પ્રકાશક : રોહિલખંડ લિટ્રેચર સોસાયટી, કરાંચી, **પેઈજ નં. ૫૧**)

-:: ગુજરાતી અનુવાદ ::-

' આ ભાષણની ખંડનાત્મક પ્રવૃત્તિ એ પણ થઈ કે તારીખ ૨૫, મેં ઈ.સ. ૧૮૫૭ ના ઈદના દિવસે 'નૌ-મહોલ્લાહ' ની મસ્જીદમાં મોલ્વી રહીમુલ્લાહખાંએ અંગ્રેજોની વિરૂદ્ધ જોરદાર પ્રવચન કર્યું. આ અવસરે બખ્તમાં પણ ઉપસ્થિત હતા. મુસ્લિમોમાં ભારે જોશ પૈદા થઈ ગયો હતો.'

મુસ્લિમોમાં પૈદા થએલો આઝાદીની લડતનો જોશ કાયમી ધોરણે જળવાઈ રહે એ માટે **હઝરત રઝા અલીખાં સાહેબે** એક કમિટીની રચના કરેલી. તે કમિટીનું નામ **'જેહાદ કમિટી'** હતું. આ કમિટીના સભયોમાં ૧. હઝરત રઝા અલીખાં બરેલ્વી. ૨. અલ્લામા ફઝલે હક ખયરાબાદી ૩. મુફ્તી ઈનાયત અહમદ કાકોરવી ૪. મૌલાના નકી અલીખાં બરેલ્વી ૫. મૌલાના અહમદુલ્લાહ શાહ ૬. મૌલાના સૈયદ અહમદ મશહદી બદાયુની અને ૭. જનરલ બખ્તખાંના નામો મોખરે હતા.

અંગ્રેજો સામે લડવા મુસ્લિમ ફૌજની રચના કરવામાં આવેલી અને તે ફૌજના **કમાન્ડર-ઈન-ચીફ** તરીકે **જનરલ બખ્તખાં**ની નિમણુંક કરવામાં આવેલી. **જેહાદ કમિટીના સરપરસ્ત તરીકે હઝરત મૌલાના રઝા અલીખાં સાહેબ બરેલ્વી હતા.**

આઝાદીની જંગનું રણશીંગું ફુંકાયાની સાથે જ મુજાહિદો મેદાને જંગમાં કૂદી પડયા. બરૈલીમાં હઝરત રઝા અલીખાં ના સીધા માર્ગદર્શન હેઠળ **જનરલ બખ્તખાંએ** સૈનિકોને સંગઠિત કરી, યોજનાબદ્ધ રીતે અંગ્રેજો ઉપર તૂટી પડયા અને અંગ્રેજો ઉભી પુંછડીએ નાઠા. ફક્ત બરૈલી જ એવું શહેર છે, કે જે અંગ્રેજોના કબ્જા હેઠળ નહોતું આવ્યું અને ફક્ત **બરૈલીમાં અંગ્રેજો ને ઘોર પરાજય થએલો.** અંગ્રેજો પોતાના બાળ બચ્ચાઓને લઈ બરૈલીથી નાઠા અને બરૈલી મુજાહિદોના કબ્જામાં આવી ગયું.



આ'લા હઝરત **ઈમામ અહમદ રઝા** ફાઝિલે બરેલ્વીના દાદા ઈમામુલ ઓલોમા **હઝરત રઝા અલીખાં** ના આદેશથી **જનાબ ખાન બહાદુર ખાન**ને બરૈલીના હાકિમ તરીકે ચુંટી કાઢયવામાં આવ્યા અને તેઓની **તાજપોશી** બરૈલીના બાઝાર ચોકમાં કરવામાં આવી. ટૂંકમાં બરૈલીના મુજાહિદોએ **રોહેલખંડ**ને પણ અંગ્રેજોના કબ્જાથી મુક્ત કરાવી નાખ્યું અને ત્યારબાદ તે મુજાહિદો મોગલ સામ્રાજય ના અંતિમ બાદશાહ **બહાદુરશાહ ઝફર**ની મદદ કરવા જનરલ બખ્તખાંની આગેવાની હેઠળ દિલ્હી ભણી રવાના થયા.

ખુદ અંગ્રેજ ઈતિહાસકાર **મિલ્લીસન** હઝરત રઝા અલીખાં બરેલ્વી રહેમતુલ્લાહે તઆલા અલૈહે ની દિલેરી, બહાદૂરી અને અંગ્રેજો પ્રત્યેની દુશ્મનાવટનો સ્વીકાર કરતાં લખે છે કે :

**હવાલો :**

**'બરૈલી કે અંદર અવામ મેં બરતાનવી ઈક્તતેદાર કે ખિલાફ જો બગાવત ફૈલી, ઉસ કે તમામ તર ઝિમ્મેદાર બખ્તખાં ઔર ઉસકે સાથી બરેલ્વી મુલ્લા શાહ રઝા અલી વલ્દ હાફિઝ કાઝિમ અલીખાં થે. જો બરૈલી કે અવામ કો બરતાનવી હુક્કામ કે ખિલાફ બાગી બનાને કે લિયે ન સિર્ફ મુજરિમ ઠેહરે બલ્કે ઉન્હોંને બરૈલી કે અવામ કો બરતાનવી હુક્કામ કે ખિલાફ મુકાબલા કરને કે લિયે બેહદ મુશ્તઈલ કિયા. અગર મુલ્લા રઝા અલી બરેલ્વી અપને અકીદતમંદો કે હમરાહ મુકાબલા ન કરતા તો બરૈલી શહેર પર હમારા કબ્ઝા હોના બિલ્કુલ આસાન થા.'**

(હવાલા માટે જુઓ : **'હયાતે મુફ્તી આઝમ'** લેખક : મિર્ઝા અબ્દુલ

વહીદ બેગ, પ્રકાશક : ઈદારા તેહકીકાતે મુફતી આઝમે હિન્દ, બરેલી. **પેઈજ નં. ૩૦ અને ૩૧)**

—:: ગુજરાતી અનુવાદ ::—

'બરેલીમાં અંગ્રેજી સામ્રાજયના વર્ચસ્વની વિરૂદ્ધ લોકોમાં જે બળવો ફેલાણો, તેની સમગ્ર જવાબદારી બખ્તખાં અને તેમના સાથી મુલ્લા શાહ રઝા અલી પુત્ર હાફિઝ કાઝિમ અલીખાંની હતી. તેઓ બરેલીના લોકોને અંગ્રેજી સામ્રાજયની વિરૂદ્ધ બાગી બનાવવાના આરોપી જ ન હતા, બલ્કે તેમણે બરેલીના લોકોને બ્રિટીશ સામ્રાજય સામે લડવા માટે અત્યંત ઉશ્કેરણી કરેલી. જો મુલ્લા રઝા અલી બરેલ્વીએ પોતાના અનુયાયીઓ સાથે મળીને મુકાબલો ન કર્યો હોત, તો બરેલી શહર ઉપર કબ્જો કરી લેવો અમારા માટે સરળ હતું.'

(હવાલા માટે જુઓ **'તરજુમાને-એહલે સુન્નત'** માસિકનો 'જંગે આઝાદી નંબર' (કરાંચી) જુલાઈ, ૧૯૭૫ નો અંક, **પેઈજ નં. ૩૦૪)**

બરેલીની ધરતીને જંગે આઝાદીના મહા લડવૈયા હઝરત રઝાઅલીખાં ઉપર ગર્વ છે કે તેમણે પોતાનું સર્વત્ર હોડમાં મુકી અખંડ ભારતની રક્ષા કાજે જાલિમ અંગ્રેજો સામે બાથ ભીડી અને સમગ્ર મુસ્લિમ કૌમને માદરે વતન પ્રત્યેની વફાદારીનો બોધ આપ્યો.

ભારતના લોકોની કમનસીબીના કારણે ૧૮૫૭નો બળવો નિષ્ફળ ગયો. અંગ્રેજો ફરી સત્તારૂઢ થયા અને બળવામાં ભાગ લેનારા મુજાહિદોને વીણી વીણીને ખત્મ કરવાની કાર્યવાહી આરંભી. આઝાદીના લડવૈયાઓની નામાવલી તૈયાર કરવામાં આવી. મુજાહિદો પૈકીના અમુક પકડાઈ ગયા. અમુક ભુગર્ભમાં ચાલ્યા ગયા. તેઓને પકડવા માટે



અંગ્રેજોએ આકાશ-પાતાળ એક કર્યા. વ્યાપક શોધખોળને અંતે પણ જે મુજાહિદો હાથ લાગ્યા નહીં તેઓની મિલકતો જપ્ત કરી લીધી. અમુક મુજાહિદોના માથા માટે તો ઈનામની પણ જાહેરાત કરવામાં આવી.

**આ'લા હઝરત ઈમામ અહમદ રઝા** ફાઝિલે બરેલ્વી રદીઅલ્લાહો તઆલા અન્હોના દાદા હઝરત મૌલાના રઝા અલીખાં સાહેબનું નામ પણ અંગ્રેજો દ્વારા બનાવવામાં આવેલી વોન્ટેડ-લીસ્ટમાં હતું. બલ્કે આપના માથા માટે ઈનામની જાહેરાત પણ કરવામાં આવેલી.

**હવાલો :**

**'ઈમામુલ ઓલોમા સાહિબે કરામત બુઝુર્ગ થે. અંગ્રેઝોં ને આપ કે સર કો કલમ કરને પર ઈન્આમ મુકર્રર કર દિયા થા. મગર જનરલ હન્ડસન ન આપકો કત્લ કર સકા, ન હી આપકો ગિરફતાર કર સકા. અંગ્રેઝોં ને જેહાદ કરને કે જુર્મ મેં જાગીર કો ઝબ્ત કર લિયા.'**

(હવાલા માટે જુઓ : **'હયાતે મુફતી આઝમ'** લેખક : મિર્ઝા અબ્દુલ વહીદ બેગ, પ્રકાશક : ઈદારા તેહકીકાતે મુફતી આઝમે હિન્દ, બરેલી. **પેઈજ નં. ૩૨)**

—:: ગુજરાતી અનુવાદ ::—

'ઈમામુલ ઓલોમા (રઝા અલીખાં સાહેબ) કરામતોવાળા બુઝુર્ગ હતા. અંગ્રેજોએ આપનું માથું વાઢી નાખવા માટે ઈનામની જાહેરાત કરેલી, પણ જનરલ હન્ડસન ન તો આપને મારી શકયો કે ન તો આપને બંદીવાન કરી શકયો. અંગ્રેજોએ જેહાદ (બળવો) કરવાના ગુનાહ બદલ જાગીર જપ્ત કરી લીધી.'

અંગ્રેજોએ આવા અનેક સુન્ની મુજાહિદો અને આલિમો ની મિલકતો જપ્ત કરી લીધેલી. તેનાથી ઉલ્ટું વહાબી-તબલીગી-દેવબંદી વર્ગના પેશ્વાઓને

આર્થિક સહાયો અને સરકારી હોદ્દાઓ પરની નિમણુંકો યથાવત રાખી. વહાબી તબલીગી જમાઅતના માન્ય પેશ્વા **મોલ્વી અશરફઅલી થાન્વીએ** આ બાબતનો એકરાર કર્યો છે અને તેના સમર્થન રૂપે એક મહત્વનો હવાલો અત્રે રજૂ છે.

**હવાલો :**

**'મૌલાના શાહ ઈસ્હાક સાહબ કા વાકેઆ હય. અપને બુઝુર્ગો સે સુના હૈ કે જબ ગવર્નમેન્ટ અંગ્રેઝી કા તસલ્લુત હુવા, તો શાહ સાહબ કા જો વઝીફા મુકર્રર થા, વો જારી રખ્ખા ગયા.'**

(હવાલા માટે જુઓ : **'અલ-ઈફાદાતુલ-યવમીયા'** સંપાદક : મોલ્વી અઝીઝુલ હસન સહારનપુરી, **ભાગ-૭, પેઈજ નં. ૪૮૫**) (બ-હવાલા, દેવબંદી મઝહબ પેઈજ નં. ૨૭૬)

—:: ગુજરાતી અનુવાદ ::—

'મૌલાના શાહ ઈસ્હાક સાહેબની ઘટના છે. મારા પૂર્વજો પાસેથી સાંભળ્યું છે કે જયારે અંગ્રેજ ગવર્નમેન્ટનું વર્ચસ્વ સ્થાપિત થયું તો શાહ સાહેબનો જે વઝીફો (માસિક પગાર) નક્કી હતો તે યથાવત રાખવામાં આવેલો.'

મોલ્વી શાહ ઈસ્હાક વહાબી-દેવબંદી વર્ગના આદરણીય પેશ્વાની હેસિયત ધરાવતા હતા. તેઓ દારૂલ ઉલૂમ દેવબંદ ના પેશ્વાઓની દ્રષ્ટિએ અતિ-માન ભર્યુ સ્થાન ધરાવતા હતા. બલ્કે ભારતમાં આરંભાએલી વહાબી ચળવળના માંધાતાઓના ખાસ સાથી હતા.

**હવાલો :**

**'સૈયદ સાહબ, મોલવી અબ્દુલ હઈ સાહબ, શાહ ઈસ્હાક સાહબ, મોલ્વી મુહમ્મદ યા'કૂબ સાહબ, મોલ્વી ઈસ્માઈલ સાહબ, યે હઝરાત સબ કે સબ મુત્તહિદ ઔર યકજાન ઔર કવાલિબ મુતઅદ્દેદા થે.'**



(હવાલા માટે જુઓ : **'અરવાહે સલાષા'** સંપાદક : મોલવી ઝહૂરૂલ હસન કસોલ્વી, પ્રકાશક : કુતુબખાના ઈમદાદુલ ગુરબા, સહારનપુર, **હિકાયત નં. ૬૧, પેઈજન નં. ૧૦૭**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'સૈયદ સાહેબ, મોલ્વી અબ્દુલ હઈ સાહેબ, શાહ ઈસ્હાક સાહેબ, મોલવી મુહમ્મદ યા'કુબ સાહેબ, મોલ્વી ઈસ્માઈલ સાહેબ, આ બધા એક જૂથ તથા એક આત્મા અને શરીરે જૂદા જૂદા સ્વરૂપે હતા.'

મોલ્વી શાહ ઈસ્હાકનો માસિક પગાર અંગ્રેજોએ યથાવત રાખ્યો જયારે સુન્ની આલિમોની પૂર્વજો દ્વારા મળેલી અંગત માલિકીની મિલ્કતો અંગ્રેજોએ ખાલસા કરી.

આવો મોટો તફાવત શું સુચવે છે ? જો અંગ્રેજો ખરા અર્થમાં આલિમો પ્રત્યે આદરભાવ ધરાવતા હતા તો **એકને મહેલ અને બીજાને જેલ** જેવી પક્ષપાતી નિતી અને વલણ શા માટે અપનાવતા હતા ? વહાબી-દેવબંદી-તબલીગી જમાઅતના પેશ્વાઓને મલીદા-લાડુ જયારે બિન તબલીગ સુન્ની આલિમોને ગડદા-પાટુ જેવી વિરોધાભાષી અમલવારી શા માટે કરતા હતા ? કંઈક તો હતું કે જેની મર્યાદા જળવાતી હતી. એક તરફ તો વહાબી-દેવબંદી વર્ગના મુલ્લાઓ ઉપર નવાઝિશોની મુશળધાર વર્ષા થઈ રહી હતી તો બીજી તરફ સુન્ની (બિન તબલીગ) આલિમો ઉપર અત્યાચારની આંધી ફૂંકવામાં આવતી હતી. ટૂંકમાં એટલું કે ભારતના વફાદાર સપુતો અત્યાચારનો ભોગ બની રહ્યા હતા અને **ભારતના ગદ્દારો** ઐશ-આરામમાં આળોટી રહ્યા હતા. ભારતના ગદ્દારો અંગ્રેજોના વહાલસોયા હતા, જયારે માદરે વતનના જાંનિસારો અંગ્રેજોની આંખમાં કણાની જેમ ખૂંચી રહ્યા હતા.

ગદ્દારોની ગદ્દારીને કારણે જ ઈ.સ. ૧૮૫૭નો બળવો નિષ્ફળ ગયો અને લગભગ એક સદી સુધીના વધારાના સમય માટે ભારતની પ્રજા

આઝાદી મેળવવાથી વિમુખ રહી અને આઝાદી મળી પણ કેવી રીતે ? અખંડ ભારતના ટુકડા થયા. લોહીયાળ રમખાણો થયા. અનેકના પ્રાણ હણાયા, મહામૂલી મિલ્કતો અને સંપત્તિઓ વિનાશ પામી. જો આ પ્રાણાહુતિઓ અને વિનાશ ફક્ત આઝાદી મેળવવા અંગ્રેજો સામે લડતાં લડતાં થઈ હોત તો એટલું દુઃખ ન થયું હોત પણ આ વિનાશ એક જ માતૃભૂમિ ઉપર જન્મ લેનારી બે કૌમો વચ્ચેના આંતર વિગ્રહના કારણે થએલો. માદરે-વતનના ટૂકડા કરવા કે ન કરવા એ વિવાદને કેન્દ્ર સ્થાને રાખી એક જ ધરતીના સંતાનો અંગ્રેજોના એજન્ટો અને દેશના ગદ્દારોએ ચલણી નોટોના બંડલો મેળવવા માટે બે કૌમો વચ્ચે વૈમનસ્ય ઉભું કરી દીધું. અંગ્રેજો જયાં સુધી ભારતમાં શાસનકર્તા તરીકે હતા, ત્યાં સુધી તેઓએ **લડાવો અને રાજ કરો** જેવી દુષ્ટ નિતી અમલમાં રાખેલી પણ જયારે તેઓને ચાલ્યા જવાનો અવસર આવ્યો ત્યારે જયાં જતાં પણ તેઓએ ભારતની પ્રજાને આંતરવિગ્રહની અગ્નિમાં કાયમી ધોરણે હોમી રાખવાના ના-પાક ઈરાદાથી દેશના ભાગલા પડાવ્યા. અફસોસ કે અંગ્રેજોની પ્રપંચી જાળમાં અખંડ ભારતની ભોળી પ્રજા ફસાઈ ગઈ. જેના દુઃખદ પરિણામ રૂપે અખંડ ભારતના બે ટુકડા થયા. હિન્દુસ્તાનનો એક મહત્વનો અંગ વિખુટો પડયો અને **કજીયાના મુળ રૂપે** એક નવા દેશ **'ના-પાકિસ્તાન'** નું સર્જન થયું.





# અખંડ ભારતના ટુકડા અને 'ના-પાકિસ્તાન' નું સર્જન

જે રીતે પાકિસ્તાનનું સર્જન થયું છે, તેનું વર્ણન ઈતિહાસના પૃષ્ઠોમાં વાંચીને શરમથી માથું ઝુકી જશે. લાયકાત વિહોણા, ભ્રષ્ટ, લાલચુ, અભિમાની, સ્વાર્થી, જીદ્દી, દુષ્ટ, કપટી, સત્તા લાલચુ, દંભી,જક્કી વલણ અને સંકુચિત દ્રષ્ટિ ધરાવનારા અમુક ના-લાયક નેતાઓએ સત્તાના સિંહાસન ઉપર બિરાજવાની જીજ્ઞાસા પરિપૂર્ણ કરવા ધર્મવાદ, કોમવાદ, જ્ઞાતિવાદ, ભાષાવાદ અને પ્રદેશવાદને નિરંકુશ હદે ઉશ્કેર્યા. લોકોને સ્વર્ગાનંદના સ્વપ્નો દેખાડયા. સ્થિર ભાવિની આશાઓ બતાવી. ભૌતિક સુખ-શાંતિની લાલચો આપી. ધાર્મિક સામાજિક, રાજકીય, શૈક્ષણિક અને આર્થિક પ્રગતિના પીપોડા વગાડયા. લોકોને ભોળવ્યા, ભરમાવ્યા, ભડકાવ્યા, ઉશ્કેર્યા, ઉત્સુક કર્યા, ઉત્તેજીત કર્યા, બલ્કે બે-લગામ બનાવ્યા. આ બધું અંગ્રેજોના ઈશારે નાચનારા ગદ્દારોએ કર્યું. કોમી દાવાનળની અગ્નિને રૌદ્ર સ્વરૂપે પ્રજવલિત બનાવવા આ ગદ્દારોએ ધર્મની રક્ષાની ફરજ અને ધર્મના વિનાશના ભયની લાગણીઓનો જવલંતશીલ પેટ્રોલ તરીકે દુરૂપયોગ કર્યો. સૈકાઓથી એકબીજાના સુખ-દુઃખના સહભાગી બની જીવનારા દેશ-બંધૂઓ એક બીજાના પ્રાણ ઘાતકી સ્વરૂપે હણી લેવાના જનૂનમાં આંધળા બની ગયા હતા. હંમેશા સુવર્ણ અક્ષરોથી આલેખાતો ભારતનો ઈતિહાસ નિર્દોષ લોકોના થીજીને શ્યામ બની ગએલા લોહીથી કાળા અંકો દ્વારા અંકિત થયો. મહોબ્બત અને મિત્રતાની ઈમારતો નફરતના ખંડેરોમાં ફેરવાઈ ગઈ. ઈન્સાનિયતનું ખુલ્લેઆમ ઉલ્લંઘન થયું અને જાણે માનવતા મરી પરવારી હોય તેવું વાતાવરણ સર્જાઈ ગયું. આ બધું ફક્ત રાજકીય દાવપેચોની ટાંટીયા ખેંચ રમતને કારણે જ થએલું. જે પરિણામો આપણે ભોગવ્યા, ભોગવીએ

છીએ અને હજુ ભવિષ્યમાં ભોગવવા પડશે તે એટલા બિહામણા છે, કે તેની કલ્પના માત્રથી શરીરને લખલખું કંપાવી જાય છે. જેનો વલોપાત કદી શમ્યો નથી કે શમશે નહીં. ભુતાવળની ભયાનકતા સ્વરૂપે અતિ-બિહામણું દ્રશ્ય અર્ધ-મૂર્છિત દશામાં ઢસડી જતું હોય તેવો આભાસ થાય છે.

પાકિસ્તાનનું સર્જન અને અસ્તિત્વ કોમવાદ અને ધર્મવાદ જેવા ભયંકર વાદો ઉપર જ આધારિત છે. જેના કારણે તે સમયે જે હત્યાકાંડો સર્જાયા અને જે અત્યાચારો થયા તેનું દ્રષ્ટાંત ઈતિહાસમાં શોધ્યું જડે તેમ નથી. લોહી તરસ્યા નર પિચાશો એ માનવતાના મૂલ્યોને નેવે મુકીને એવા એવા ઝુલ્મો સિતમ ગુઝારેલા કે જેને જોઈને શૈતાન પણ કદાચ શરમિંદો થઈ ગયો હશે. શયતાનના સ્વરૂપમાં કાળા માથાનો માનવી ધર્મના નામે અધર્મ આચરી રહ્યો હતો. નિર્દોષોના લોહીની નદી વહેવડાવવામાં અજ્ઞાત આનંદ અનુભવી રહ્યો હતો. કોડભરી કન્યાઓના માથે 'વિધવા'નું કલંક લગાડી પ્રફુલ્લિત થઈ રહ્યો હતો. ભાવિ પેઢીના ઘડવૈયા કુમળા ભુલકાઓને અનાથ બનાવી નાખવાની નીચ પ્રવૃત્તિને ધાર્મિક-નિતીમાં ખપાવી દયા, પ્રેમ, મિત્રતા, નમ્રતા, માનવતા, ઉપમા અને ધાર્મિક આજ્ઞાના પાલનનો કારમો દુષ્કાળ પડેલો હતો. ઈન્સાનિયતનું સ્થાન હેવાનિયતે કબ્જે કરી લીધેલું બધાને જાણે કાપા-કાપી અને મારા-મારીમાં જ રસ હતો.

પ્રજામાં જે જનૂનનો 'ભૂત' ધૂણી રહ્યો હતો, તે ભૂતને ધૂણાવવામાં સફેદ ચામડી પાછળ છુપાએલા 'કાળા શયતાન' અંગ્રેજોએ જ મહત્વની ભૂમિકા ભજવેલી. ભારતની બે મુખ્ય પ્રજા હિન્દુ અને મુસ્લિમ કૌમો વચ્ચે વૈમનસ્યના બીજ રોપવાનું અધમ કૃત્ય અંગ્રેજોએ એવી સિફતથી કર્યું કે દોષનો ટોપલો અંગ્રેજોના બદલે દેશવાસીઓ ઉપર જ આવ્યો.

હિન્દુઓને હિન્દુ ધર્મ પ્રત્યેની લાગણીઓ વિકસાવવાની સાથે સાથે મુસ્લિમો પ્રત્યેની નફરતને ઉશ્કેરી અને સામે પક્ષે મુસ્લિમોને બહુમતી



પ્રજા હિન્દુઓથી ભયભીત બનાવ્યા. બંધૂત્વની લાગણીના સ્થાને અલગતાવાદની લાગણીઓને ઉશ્કેરી. આ બધું ભારતની ધરતી ઉપર જન્મ લેનારાઓ દ્વારા જ કરાવ્યું. કટ્ટર ધાર્મિક વડાઓને રાજકારણના તખ્તા ઉપર ખેંચી લાવ્યા અને તેઓની ઝેર ઓકતી ઝબાનેથી કોમવાદ અને ધર્મવાદનું ઝેર ફેલાવ્યું. **આ બધા કોમવાદી નેતાઓએ રાજકીય તખ્તા ઉપર પ્રવેશ કરીને ધાર્મિક દ્રષ્ટિકોણથી રાજકીય દાવપેચ ખેલવા શરૂ કર્યા.** હિન્દુ પ્રજાને ભારતમાં **હિન્દુરાજ** અને **રામ-રાજ્ય** ના સ્વપ્નો દેખાડયા. મુસ્લિમોમાં અસલામતીની લઘુતાગ્રંથી જન્માવી. પરિણામે સૈકાઓથી ખંભેખંભા મિલાવીને રહેતી બે મોટી કૌમો એક-બીજાને શંકાની દ્રષ્ટિથી જોવા લાગી. બન્ને કૌમો પોતાના ધર્મના વર્ચસ્વવાળા સ્થાને જ રહેવા અને ઠરીઠામ થવા માટે વિચારવા લાગી. સમગ્ર અખંડ ભારતમાં વસ્તી હિન્દુ-મુસ્લિમ પ્રજા એક બીજાને ધિક્કારવા લાગે તેટલી હદે કોમવાદ વકરી ગયો. બન્ને કોમના નેતાઓએ પોતાની કૌમની ધાર્મિક લાગણીઓને હદ બહાર ઉશ્કેરી. પોતાની સર્વોપરીતા અને નેતાગિરી સ્થાપિત કરવા પ્રજાની લાગણીઓનો દુરૂપયોગ કર્યો. જેનું વિસ્તારપૂર્વકનું વર્ણન અહીં શક્ય ન હોય સંક્ષિપ્તમાં અમુક પુરાવાઓથી જ સંતુષ્ટ થવું અનિવાર્ય છે.

હિન્દુઓના વરિષ્ટ નેતા **લાલા લાજપતરાય** પોતાના પુસ્તક **'શિવાજી'** ની ઉર્દુ આવૃત્તિના **પેઈજ નં. ૪૪૪** ઉપર લખે છે કે:

**'શ્રી સમર્થ રામદાસ સ્વામી બ્રાહ્મણે શિવાજીને વારંવાર ઈસ્લામ વિરૂદ્ધ યુદ્ધ કરવાનો ઉપદેશ આપ્યો.'**

(હવાલા માટે જુઓ : **'હિન્દનું મુસ્લિમ રાજકારણ'** ગુજરાતી આવૃત્તિ, અનુવાદક : યુસૂફ અબ્દુલ્લાહ માંડવીયા, પ્રકાશક : ધી. કોહિનૂર પ્રિન્ટીંગ પ્રેસ, બાંટવા, **ભાગ પહેલો-બીજો, પેઈજ નં. ૨૪**)

શિવાજીના અવસાન બાદ શિવાજીના પુત્ર **શંભાજીને** વર્ણનીય સ્વામી બ્રાહ્મણે જે ઉપદેશ આપેલો તે ઉપદેશ **પરમાનન્દ કૃત 'મહારાષ્ટ્રનો ઈતિહાસ' પેઈજ નં.** ૩૩૩ ઉપર આલેખાએલો છે, તે જોઈએ :-

**'આપસમાં (બધાય હિન્દુઓ) પ્રેમથી રહો. પોતાના મુસલમાન દુશ્મનોને ગોતી ગોતી અને વીણી વીણીને પોતાના માર્ગમાંથી દૂર કરો. લોકોના મનમાં મલેચ્છોનો મુકાબલો કરવાની ભાવના જન્માવો અને મહારાષ્ટ્રની સલ્તનતને બધાથી વધુ વિસ્તારવાની કોશિશ કરો.'**

(હવાલા માટે જુઓ : **'હિન્દનું મુસ્લિમ રાજકારણ'** ગુજરાતી આવૃત્તિ,અનુવાદક : યુસૂફ અબ્દુલ્લાહ માંડવીયા,**પેઈજ નં. ૨૪**)

ઉપરોક્ત ફક્ત બે હવાલાઓ સેમ્પલ સ્વરૂપે રજુ કર્યા છે, આવા હળાહળ કોમવાદનું ઝેર ફેલાવતા અનેક લેખો અને ભાષણોનો વિપુલ પ્રમાણમાં ફેલાવો કરવામાં આવ્યો. ધર્મના નામે મરી જવા કે મારી નાખવા માટે લોકોને ઝનૂન પૂર્વક ઉશ્કેરવામાં આવ્યા. અંગ્રેજો કંઈ **લલૂ-પંજૂ કે પંતૂજી** નહોતા. ડંખીલા અને ખંધા રાજકારણી હતા. ગજબના સમય પારખૂ હતા. ભારત છોડીને હવે જવું જ પડશે તેવી ભાંતી તેઓને થઈ જ ચુકેલી. જવું જ છે તો પછી જતાં જતાં શા માટે હોળી સળગાવી ન જવી ? તેવી નિતી અપનાવેલી, અને તે નિતીના વ્યવસ્થિત અમલીકરણ રૂપે હિન્દુ-મુસ્લિમ બન્ને પ્રજાને ધર્મ અને પ્રદેશના ક્ષેત્રે વિભાજીત કરી નાખવાનો મનસૂબો ઘડી કાઢેલો.

કોમવાદી પરિબળોએ હિન્દુ અને મુસ્લિમ બન્ને પ્રજા વચ્ચે જુદાઈ અને દુશ્મનાવટની ખાઈને એટલી ઊંડી બનાવી દીધી કે બન્ને વચ્ચે મતભેદ વકરતો વકરતો મનભેદની કક્ષાએ વિકૃત સ્વરૂપે ફેલાયો. બન્ને કૌમના લોકો એકબીજાના અસ્તિત્વને નાબૂદ કરી નાખવા કટીબદ્ધ બન્યા. હિન્દુઓ



એમ સમજવા લાગ્યા કે ભારતમાં મુસ્લિમોનું અસ્તિત્વ હિન્દુ ધર્મ માટે ખતરા સમાન છે. માટે તેઓનું અસ્તિત્વ મિટાવી નાખો. મુસ્લિમો એમ સમજવા લાગ્યા કે ભારતમાં રહેવું હવે જોખમભર્યું છે. માટે સલામત સ્થાન માટે ચળવળ ચલાવો. હિન્દુઓ ભારતમાંથી મુસ્લિમો ચાલ્યા જાય તેવું ઈચ્છવા લાગ્યા અને મુસ્લિમો ભારતને તજી દઈ અન્યત્ર ચાલ્યા જવા ઈચ્છુક બન્યા. આ બધું એક અજ્ઞાત ભયના કારણે થએલું. બલ્કે ખોટો ભ્રમ જ હતો. હકીકત તો એ હતી કે હિન્દુ અને મુસ્લિમ બન્ને પ્રજા ભારતમાં સંપીને રહે અને અખંડ ભારતને વિભાજીત થતો અટકાવે તેમાં જ દેશનું અને દેશની સમગ્ર પ્રજાનું ભલું હતું, પણ ભારતની ભોળી અને લાગણીશીલ પ્રજા ધર્મના રક્ષણના બહાને ફેલાવવામાં આવેલી જાળમાં લાગણીના આવશેમાં ભોળવાઈને ફસાઈ ગઈ અને અંગ્રેજો ધાર્યું પરિણામ લાવી શકયા. તે દુ:ખદ પરિણામ એટલે અખંડ ભારતના ટુકડા થયા અને પાકિસ્તાન અસ્તિત્વમાં આવ્યું.

અખંડ ભારતને બે ટુકડામાં વહેંચવા માટેના કારણો પણ અનેક છે. અને તેના માટે જવાબદારો પણ અનેક છે. આ બધી ચર્ચાની અહીં શકયતા નથી. અહીં ફક્ત પાયાનું મુળ કારણ જ ચર્ચાના કેન્દ્ર સ્થાને રાખીએં, અને તે છે ભારતની બે વિશાળ જનસંખ્યા ધરાવનારી કૌમો વચ્ચે અવિશ્વાસ અને નફરતની ભાવના. જેણે પ્રેમના અમૃતને તિરસ્કારના ઝેરમાં રૂપાંતર કરી નાખ્યું. અંગ્રેજોના ચમચા, પીઠ્ઠુ, નાણાનાં ગુલામ, સત્તાના લાલચુ અને ભારતના હિતશત્રુઓએ વાતાવરણને પ્રદૂષિત કરવામાં કોઈપણ જાતની ખામી રાખી નહીં. **મીરજાફરો** અને **અમીચંદોનો** જાણે રાફડો ફાટી નિકળેલો. જાણતા કે અજાણતા અંગ્રેજોના પ્લાનને સફળ બનાવવા માટે ધર્મ, સમાજ, જ્ઞાતિ, ભાષા, કૌમ અને પ્રદેશના નામે પોતાનાજ દેશબંધૂઓ સામે બાંયો ચડાવનારા કદાચ

પોતાના મતે સેવાકીય પ્રવૃત્તિ કરી રહ્યા હતા પણ તેઓની નફરત ફેલાવતી પ્રવૃત્તિઓએ જ ભારતને સૌથી વધુ નુકસાન પહોંચાડયું છે.

અંગ્રેજોએ હિન્દુઓને મુસ્લિમો વિરૂદ્ધ ઉશ્કેરવાના ષડયંત્રો યોજવાની સાથે સાથે મુસ્લિમોને અલગ પ્રદેશની માંગણી માટે ઉત્સુક કરવામાં પણ કોઈ કચાસ રાખી નહીં. મુસ્લિમ સમુદાય ઉપર કહેવાતા મુસ્લિમ રાજકારણીઓ અને ધર્મ ગુરૂઓના વર્ચસ્વને ગેરમાર્ગે દોરવાના પ્રાથમિક પગલા રૂપે **વહાબી-તબલીગી જમાઅતના મુલ્લાઓનો ઉપયોગ કર્યો.** વહાબી-તબલીગી પંથના મોલ્વીઓ શરૂથી જ અંગ્રેજોના ઈશારે નાચનારા હતા. આઝાદી માટે ખેલાએલી ૧૮૫૭ ની જંગમાં વહાબી-તબલીગી પંથના મોલ્વીઓ શરૂ થી જ અંગ્રેજોના ઈશારે નાચનારા હતા. આઝાદી માટે ખેલાએલી ૧૮૫૭ ની જંગમાં વહાબી-તબલીગી પંથના મોલ્વીઓએ અંગ્રેજોની તરફેણમાં પ્રવૃત્તિઓ કરેલી અને છેલ્લે જયારે દેશ અંગ્રેજોની ગુલામીથી આઝાદ થવાની આશાઓનું ધૂંધળું ચિત્ર દ્રષ્ટિગોચર થઈ રહ્યું હતું. ત્યારે તેમણે પાકિસ્તાનના નામે મુસ્લિમો માટે અલગ પ્રદેશની માંગણીના વિચારને પ્રબળ બનાવવા માટે મુસ્લિમોને ભારતમાંથી હિજરત કરી જવા પ્રેરયા. આ પ્રેરણાએ મુસ્લિમોને ભારત તજી દેવાના મતે પહોંચાડવાની હદે ગુમરાહ કર્યા.

સ્પષ્ટ વાત છે, કે કરોડોની સંખ્યા ધરાવતી મુસ્લિમ કોમજો વાસ્તવમાં ભારતમાંથી હિજરત કરી જવાનો દ્રઢ નિર્ણય કરી લે અને તેને અમલમાં મુકવા કટીબદ્ધ થાય, તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય કે આવી વિશાળ જનસંખ્યા જાય કયાં ? તેઓને ઠરીઠામ થવા માટે વિશાળ પ્રદેશ ફાળવી દેવો અનિવાર્ય બને. અને બન્યું પણ તેમ. ભારતનો રળિયામણો અને ફળદ્રુપ પ્રદેશ **પાકિસ્તાન** સ્વરૂપે ફાળવી દેવો પડયો.

વહાબી-તબલીગી-જમાઅતના મોલ્વીઓએ મુસ્લિમોને ભારતમાંથી



હિજરત કરવાની પ્રેરણા કેવી રીતે આપી તેને લગતાં આધારભૂત કિતાબોના હવાલા ચકાસીએ.

**હવાલો :**

**મોલ્વી ખલીલ અહમદ અંબેઠવી** કે જેમની ગણના વહાબી-દેવબંદી વર્ગના અતિ આદરણીય અને સર્વમાન્ય પેશ્વા તરીકે થાય છે. મોલ્વી ખલીલ અહમદ અંબેઠવી **'બરાહીને-કાતેઆ'** નામની કિતાબ લખવાના કારણે વિવાદાસ્પદ બનેલા. જેનું વર્ણન વાંચકો અત્યારે વાંચી રહેલ કિતાબના **પેઈજ નં. ૧૧** ઉપર છે. મોલ્વી ખલીલ અહમદ અંબેઠવીના અવસાન બાદ તેઓનું જીવન વૃતાંત પ્રગટ કરવામાં આવેલું જેમાં વર્ણન છે કે :

**'પુછા ગયા કે કયા આપને હિન્દુસ્તાન કો દારૂલ હરબ બતાયા હય. કે યહાં રહેના મુસલમાનોં કો હરામ ઔર હિજરત કરના વાજીબ હય ? આપને ફરમાયા 'હાં'.**

(હવાલા માટે જુઓ : **'તઝકેરતુલ-ખલીલ'** સંપાદક : મોલવી આશિક ઈલાહી મેરઠી, પ્રકાશક : કુતુબખાના ઈશાઅતુલ ઉલૂમ, સહારનપુર **પેઈજ નં. ૩૬૬**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'પુછવામાં આવ્યું કે શું આપે હિન્દુસ્તાનને દારૂલ હર્બ વર્ણવ્યું છે, કે અહીં સ્થાયી થવું મુસ્લિમો માટે હરામ અને હિજરત કરવી વાજીબ છે.'

દારૂલ હર્બ તેવા દેશને કહેવામાં આવે છે કે જયાં ખુદાની ઈબાદત કરવા ઉપર પ્રતિબંધ હોય. દારૂલ હર્બ શબ્દનો અર્થ શબ્દકોષ દ્વારા ચકાસીએ.

◆ **The New Royal Persian-English Dictionary.**

સંપાદક : Dr. S. C. Paul (Ph. D.) આવૃતિ ત્રીજી, રામ નારાયણ લાલ, અલ્હાબાદ, પેઈજ નં. ૧૫૯ જુઓ

**દારૂલ હર્બ :** A Country where the Musalman religion does not Prevail 'વો જગહ જહાં ખુદાકી ઈબાદત કી મુમાનેઅત હો.'

◆ **ફીરોઝુલ્લુગાત ઉર્દુ** (ન્યુ એડીશન) સંપાદક : અલ્હાજ મોલ્વી ફીરોઝુદીન, પ્રકાશન : અન્જુમન બુક ડીપો, દિલ્હી, **પેઈજ નં. ૬૦૭** જુઓ.'

**દારૂલ હર્બ :** 'વો મુલ્ક જહાં ગૈર મુસ્લિમોં કી હુકૂમત હો ઔર મુસ્લિમોં કો મઝહબી ફરાઈઝ અદા કરને સે રોકા જાએ.'

શબ્દ કોષ (ડિક્શનેરી) ના ઉપરોક્ત બન્ને હવાલા દ્વારા **'દારૂલ હર્બ'** શબ્દનો અર્થ સ્પષ્ટ સમજાઈ ગયો હશે. વહાબી-તબલીગી જમાઅતનો જવાબદાર પેશ્વા ભારતને 'દારૂલ હર્બ' કહીને અહીંથી હિજરત કરવી વાજીબ એટલે જરૂરી કહીને મુસ્લિમોને પ્રયાણ કરવા ઉશ્કેરી રહ્યો છે.

**હવાલો :**

**દારૂલ ઉલૂમ દેવબંદ**ના સ્થાપક અને વહાબી તબલીગી જમાઅતના પેશ્વા **મોલ્વી કાસિમ નાનોત્વી** નું મંતવ્ય જોઈએ.

**'હિન્દુસ્તાન દારૂલ હર્બ અસ્ત'**

(હવાલા માટે જુઓ : **'કાસિમુલ - ઉલૂમ'**, લેખક : મોલ્વી કાસિમ નાનોત્વી, **ભાગ-૩, પેઈજ નં. ૩૫**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'હિન્દુસ્તાન દારૂલ હર્બ છે.'



**હવાલો :**

વહાબી-દેવબંદી-તબલીગી જમાઅતના પેશ્વા **મોલવી રસીદ અહમદ ગંગોહી**નો ભારત વિષેનો અભિપ્રાય જોઈએ.

**'સબ હિન્દુસ્તાન બંદા કે નઝદીક દારૂલ હર્બ હૈ'**

(હવાલા માટે જુઓ : **'ફતાવા રશીદીયા'** મોલવી રશીદ અહમદ ગંગોહીના ફતવા સંગ્રહ, પ્રકાશક : કુતુબખાના રહીમીયા, દિલ્હી, પ્રકાશન વર્ષ ૧૩૬૩, **ભાગ૩, પેઈજ નં. ૨૨**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'સમગ્ર ભારત મારા મંતવ્ય પ્રમાણે દારૂલ હર્બ છે.'

મોલ્વી ખલીલ અહમદ અંબેઠવી, મોલવી કાસિમ નાનોત્વી અને મોલ્વી રશીદ અહમદ ગંગોહી ત્રણેય જણા ભારતને દારૂલ હર્બ કહીને મુસ્લિમોને અલગ દેશની માંગણીનું વિચાર બિંદુ આપી રહ્યા છે. અંગ્રેજોના ઈશારે ચાલતા વહાબી મુલ્લાઓના વર્ણનીય કથનોને તકવાદી અને કહેવાતા મુસ્લિમ રાજકારણીઓએ માથે ચઢાવ્યા અને **મુહમ્મદ અલી જિન્નાહ** જેવા જીદ્દી અને સંકુચિત દ્રષ્ટિ ધરાવતા અને ફક્ત નામના જ મુસ્લિમ રાજકારણી એ **'પાકિસ્તાન લે કે રહેંગે'** જેવા નારા બુલંદ કર્યા. પરિણામની પરવાહ કર્યા વગર એક શક્તિશાળી દેશના બે કટકા કરી નાખ્યા. સમગ્ર દેશ કૌમી રમખાણોના આંતરવિગ્રહોના ભડકે બળ્યું. હજુ બળે છે અને ભવિષ્યમાં ન જાણે ક્યાં સુધી બળતું રહેશે.



# <u>ભારત અંગે</u>
# <u>ઈમામ અહમદ રઝા બરેલ્વીનું</u>
# <u>સ્પષ્ટ મંતવ્ય</u>

જે સમયે વહાબી-દેવબંદી-તબલીગી જમાઅતના મુલ્લાઓ દ્વારા ભારત દારૂલ હર્બ હોવાના **ખોટા ફત્વા** ની બંસરી ઉપર રાજકારણીઓ બે-સૂરી રાગથી પાકિસ્તાન નું કઢંગું ગાણું ગાઈ રહ્યા હતા, તેવા કપરા સમયમાં બિન-તબલીગ સુન્ની મહા સમુદાયના પેશ્વા **આ'લા હઝરત ઈમામ અહમદ રઝા ફાઝિલે બરેલ્વી** રદીઅલ્લાહો તઆલા અન્હો એ મુસ્લિમોને ચેતવ્યા, સમજાવ્યા અને ઈસ્લામી કાનૂનની સર્વમાન્ય અને આધારભૂત કિતાબોના સચોટ હવાલાઓ ટાંકીને પ્રકાશનો પ્રગટ કર્યા કે **હિન્દુસ્તાન હરગીઝ દારૂલ હર્બ નથી.** વહાબી-તબલીગી જમાઅતના મુલ્લાઓ એ ભારતને દારૂલ હર્બનો જે ફત્વો આપેલો તેના સમર્થન માં એક પણ દલીલ ફિકહની આધારભૂત કિતાબોના હવાલા થી રજૂ કરી શકયા નહીં બલ્કે મારા મત, જેવા ભ્રામક વાક્યો લખીને સમગ્ર મુસ્લિમ કૌમને અવળે માર્ગે દોરવાના વ્યર્થ પ્રયત્નો કરેલા.

ભારતને **દારૂલ હર્બ** નો ફત્વો આપવો આડકતરી રીતે પાકિસ્તાનના સર્જનને સમર્થન આપવા સમાન છે કેમકે જો એક વખત ભારતીય મુસ્લિમોમાં એવું ઠસાઈ ગયું કે ભારતમાં સ્થાયી થઈને રહેવું ઈસ્લામી દ્રષ્ટિકોણથી યોગ્ય નથી અને અહીંથી હિજરત કરીને ચાલ્યા જવું અતિ-આવશ્યક છે, તો પછી પાકિસ્તાનની માંગણીને વધુને વધુ બળવંત બની જશે, તેવું તે સમયના કહેવાતા મુસ્લિમ રાજકારણીઓ સારી પેઠે જાણતા હતા. જેથી વહાબી મુલ્લાઓના આવા ફતવાઓને એક ખાસ પ્રકારનું મહત્વ



આપવામાં આવ્યું. અને પાકિસ્તાનની માંગણીનો ફિત્નો વધુ જવલનશીલ બન્યો.

વહાબી-દેવબંદી-તબલીગી વર્ગના પેશ્વાઓ દ્વારા ભારતને **દારૂલ-હર્બ** ના અપાએલા ફત્વાએ અનેક મુસ્લિમોને દ્વીધામાં મુકી દીધેલા, કેમ કે અનેક લોકોને વહાબી-દેવબંદી-તબલીગી જમાઅતના કટ-મુલ્લાઓની અંગ્રેજોની વફાદારી અંગેની આંતરિક બાબતોની ખબર હતી. તેઓ આ ફત્વા ઉપર વિશ્વાસ પણ નહોતા કરતા અને વિરોધ પણ નહોતા કરી શકતા. તેનું એક કારણ એ હતું કે ભારત દેશ ઈસ્લામી દ્રષ્ટિકોણ થી દારૂલ-હર્બ છે કે નહીં ? તેની તેઓને જાણકારી નહોતી અને બીજું અગત્યનું કારણ એ હતું કે **મુસ્લિમ લીગ**ના ગુમરાહ કરનારા નેતાઓનું તે ફત્વાને ભરપુર સમર્થન પ્રાપ્ત હતું.

આવા કટોકટીના કપરાકાળમાં બિન-તબલીગ સુન્ની હનફી મહા સમુદાયના પેશ્વા **આ'લા હઝરત, ઈમામ અહમદ રઝા ફાઝિલે બરેલ્વીએ** હક (સત્ય) વાત ડંકાની ચોટ ઉપર કહીને સાચા અર્થમાં મઝહબ અને મુલ્ક (દેશ) ની મહાન સેવા કરવાના યશભાગી બન્યા. ભારત વિષે પોતાનું સ્પષ્ટ મંતવ્ય વ્યક્ત કરતાં આપ ફરમાવે છે કે :

**હવાલો :**

**'હમારે ઈમામે આ'ઝમ રદીઅલ્લાહો તઆલા અન્હો બલ્કે ઓલોમા-એ-ષલાષા રહેમતુલ્લાહે તઆલા અલયહીમ અજમઈન કે મઝહબ પર હિન્દુસ્તાન દારૂલ-ઈસ્લામ હૈ, હરગિઝ દારૂલ-હર્બ નહીં.'**

(હવાલા માટે જુઓ : **'એઅલામુલ-અઅલામ-બે-અન્ના-હિન્દુસ્તાન દારૂલ ઈસલામ'** લેખક : ઈમામ અહમદ રઝા બરેલ્વી, પ્રકાશક જમાઅતે રઝા-એ-મુસ્તફા, બરૈલી (યુ.પી) **પેઈજ નં. ૨**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'આપણા ઈમામે આઝમ રદીઅલ્લાહો તઆલા અન્હો, બલ્કે ત્રણે ઈમામો રહેમતુલ્લાહે અલૈહીમના મઝહબમાં ભારત દારૂલ ઈસ્લામ છે. હરગિઝ દારૂલ-હર્બ નથી.'

કોઈપણ દેશને દારૂલ-હર્બ પુરવાર કરતી વખતે એ વાત લક્ષમાં રાખવી જરૂરી છે કે તે દેશમાં મઝહબે-ઈસ્લામ ના કાનૂનો, ઈબાદતો અને ધાર્મિક ક્રિયાઓ ઉપર સદંતર પાબંદી હોય. **આવી પાબંદી ભારતમાં કદી લગાડવામાં આવી નહોતી, આવતી નથી કે ભવિષ્યમાં આવશે નહીં.** દારૂલ હર્બનો હુકમ લાગુ કરવા માટેની મૂખ્ય અને અતિ અનિવાર્ય શરતને વિસરી જઈ, જે લોકોએ ભારતને દારૂલ-હર્બનો ફત્વો આપેલો તેવા લોકોને ચેતવણી આપતાં ઈમામ અહમદ રઝા ફાઝિલે બરેલ્વી ફરમાવે છે કે :

**હવાલો :**

**'એહલે ઈસ્લામ જુમ્આ, વ ઈદૈન, વ અઝાન, વ ઈકામત, વ નમાઝ-બા-જમાઅત વગયરહ શઆઈરે શરીઅત બગૈર મઝાહેમત અલલ ઐલાન અદા કરતે હૈં.'**

(હવાલા માટે જુઓ : **'એઅલામુલ-અઅલામ-બે-અન્ના-હિન્દુસ્તાન-દારૂલ-ઈસ્લામ'** લેખક : ઈમામ અહમદ રઝા બરેલ્વી, પ્રકાશક : જમાઅતે રઝા-એ-મુસ્તફા, બરૈલી (યુ.પી.), **પેઈજ નં. ૨**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'ઈસ્લામના અનુયાયીઓ જુમ્આ, બન્ને ઈદોની નમાઝ, અઝાન અને તકબીર, જમાઅતની સાથે નમાઝ અદા કરવી જેવા ઈસ્લામના મહત્વના ઓળખ ચિહ્નો જેવા કાર્યો કોઈપણ અડચણ વગર જાહેરમાં અદા કરે છે.'



ઈમામ અહમદ રઝાએ પોતાના વર્ણનીય દાવાના સમર્થનમાં ઈસ્લામી કાનૂનની સર્વમાન્ય અને આધારભૂત કિતાબો જેવી કે **ફતાવા આલમગિરી, સિરાજુલ વહાજ, મુલ્લા ખુસ્રૂ, જામેઉલ ફુસૂલીન, ગુરર, તન્વીરૂલ અબ્સાર, દુર્રે મુખ્તાર** અને **મજમઉલ અન્હર** ના અરબી હવાલાઓ ટાંકીને એક અલગ કિતાબ આ વિષય ઉપર લખેલ છે અને સચોટ દલીલો દ્વારા પુરવાર કરી આપેલ કે **ભારત હરગિઝ દારૂલ હર્બ નથી.**

ઈમામ અહમદરઝાની વર્ણનીય કિતાબે સમગ્ર મુસ્લિમ કૌમને જાગૃત કરેલ અને વાસ્તવિકતાનું ભાન કરાવેલ. પણ અફસોસ કે તે સમયે ઘણું જ મોડું થઈ ગએલું. ઉપરાંત, ઈમામ અહમદ રઝાની આ સત્ય વાણીનો પ્રચાર ન થાય તે માટે અંગ્રેજો અને દેશના ગદારોએ નવી નવી ચાલબાઝી અને પેંતરા રચીને બહુમતી મુસ્લિમ કૌમને અજ્ઞાનતાના અંધકારમાં ગોંધી રાખી અને અંતે... **જે ન થવું જોઈએ, જે થયું છે તે ન જોઈએ, તેવું થયું. એટલે કે ભારતીય ઉપખંડમાં કાયમી ઝઘડાનું મૂળ સ્થાપિત થયું એટલે કે પાકિસ્તાન નું અસ્તિત્વ વિશ્વના નકશા ઉપર અંકિત થયું.**

પાકિસ્તાનના અસ્તિત્વએ સમગ્ર ભારતીય ઉપખંડમાં હોળી સળગાવી દીધી અને જે જે બનાવો બન્યા તેનાથી સમગ્ર વિશ્વ સ્તબ્ધ બની ગયું. ધાર્મિક ઝનૂનના જોશે લોકોને માનવતા સુદ્ધાંના હોશ પણ ભૂલાવી દીધેલા. જે દેશમાં ગંગા, જમના જેવી મહા નદીઓના નિરવ નીર ખળખળ વહેતા હતા તે દેશના લત્તાઓ અને શેરીઓમાં માનવ રક્તની નદીઓ વહી. ધૃણા અને કટૂતાના દુષિત વાતાવરણ વચ્ચે એક સામાન્ય ઈન્સાનને શ્વાસ લેવું પણ દુર્લભ હતું. હિજરત કરનારાઓની બન્ને પ્રદેશોથી વણથંભી વણઝારો ચાલુ હતી. મુસ્લિમ પ્રાંતો અને મુસ્લિમ બહુમતી ધરાવતા પ્રદેશોમાં વસતા હિન્દુઓ અને તેવી જ રીતે હિન્દુ પ્રાંતો અને હિન્દુ બહુમતી ધરાવતા પ્રદેશોમાં વસતા મુસ્લિમો પોતાના પુર્વજોની પ્રાણથી પ્યારી મિલ્કતો, વેપાર-ધંધા, ખેતી-વાડી, ઘર-બાર, રાચરચીલું, અને જે ધરતી ઉપર તેમણે પોતાનું

બાળપણ વિતાવ્યું છે, તે બધું તજીને 'સલામત-સ્થાન' માટે હાંફળા હાંફળા આંધળી દોડ મુકીને ભાગી રહ્યા હતા. ભય ફેલાવનારા પરિબળો આવા હિજરતીઓ પાસે જે કાંઈ પણ સાથે હતું તે પણ લુંટી લીધું. યુવાન બહેન-દિકરીઓની આબરૂઓ લૂંટી અને 'ન કરવાનું' એટલું બધું કર્યું કે આ ધરતી પણ આવા પાપીઓના પાપોથી ધ્રુજી ઉઠી હશે. નીચતા અને નિર્દયતા પરાકાષ્ટાએ પહોંચી ગએલી. ગઈકાલનો તવંગર આજે એક નિરાધાર ફકીર જેવી હાલત ભોગવી રહ્યો છે. સુંવાળા બિછાના ઉપર મીઠી ઉંઘ કરનારાને આજે કાંટાળી જમીનને બિછાના તરીકે અપનાવવી પડી.

આ બધું ભોગવ્યું કોણે ? અને કોના પાપે ભોગવ્યું ? કોણે શું ગુમાવ્યું ? કોણે શું મેળવ્યું ? એ બધું જગ જાહેર છે. ટૂંકમાં ફક્ત એટલું જ કે રાજકારણના આટાપાટાની આંટી ઘૂંટી વાળી રમત રમતાં માંધાતા, જીદ્દી, જક્કી, કોમવાદી, ભ્રષ્ટ, નીચ, નાલાયક, લાલચી, તરકટી, પ્રપંચી, ખટપટી, ફિતનતી, શરારતી, ફસાદી, ફાંસીવાદી, અહંકારી, ઘમંડી, અભિમાની, વિઘ્ન સંતોષી, આત્મઘાતી, અત્યાચારી, અન્યાયી અને ભ્રષ્ટાચારી રાજકારણીઓની **'ડેન્જર ગેઈમ'** નું દુઃખદ પરિણામ નિર્દોષ લોકોએ ભોગવ્યું. નેતાઓએ કશું જ ગુમાવવું પડયું નહીં. અલબત્ત... અમુક નેતાઓની સત્તાની ખુરશી ઉપર બિરાજવાની આશાઓ અધૂરી રહી. પણ... નિર્દોષ લોકોના શું હાલ-અહેવાલ થયા તેની વિતક કથની ઈતિહાસના પૃષ્ઠોમાં અંકિત છે.

કોમવાદ, ધર્મવાદ, જ્ઞાતિવાદ, પ્રદેશવાદ અને ભાષાવાદ ના રોપેલા બીજમાંથી **પાકિસ્તાન** નામનું વટ-વૃક્ષ અસ્તિત્વમાં આવ્યું. તેના જે દુઃખદ પરિણામો આપણે ભોગવ્યા છે તેનાથી વધુ અત્યારે ભોગવી રહ્યા છીએ અને ભવિષ્યમાં ન જાણે કયાં સુધી ભોગવતા રહેશું ?



પાકિસ્તાનના અસ્તિત્વના કારણે એક જ માતૃભૂમિ ઉપર જન્મ લેનારી હિન્દુ અને મુસ્લિમ પ્રજામાં ધિક્કાર અને નફરતની લાગણી ફેલાણી. તે વખતે એવું લાગતું હતું કે સમયના વહેણની સાથે ધીરે ધીરે આ નફરત ધોવાઈ જશે, પણ અફસોસ કે જેમ બ્લોટીંગ પેપરમાં શાહી પ્રસરે તેમ લોકોના માનસપટમાં નફરતની પ્રસરણ ક્રિયામાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાય છે. આવી નફરત કોમી દંગા, કોમી રમખાણો અને હુલ્લડો વખતે પોતાના પડઘાઓ પાડે છે. એકંદરે નુકશાન દેશને જ છે. બે વ્યક્તિનો એક જ દુશ્મન કાંકરીચારો કરીને બન્નેને લડાવે, તો તેમાં નુકશાન તો તે બે વ્યક્તિને જ છે. એક જ ઘરમાં વસવાટ કરતા બે ભાઈઓ પોતાના જ ઘરમાં ભાંગફોડ કરશે તો નુકશાની બન્નેને ભોગવવી પડશે. તેમ એક જ દેશની પ્રજા પોતાના જ દેશની જાહેર કે ખાનગી મિલ્કતને નુકશાન કરશે તો તેની સીધી કે આડકતરી અસર પ્રજા ઉપર જ આવશે.

## પાકિસ્તાનમાં સ્થાયી થવા માટે હિજરત કરવા અંગે

અખંડ ભારતના ટૂકડા કર્યા બાદ પાકિસ્તાન તરફી તત્વોએ ભારતમાંથી હિજરત કરવા મુસ્લિમોને ઉશ્કેર્યા, રાજકીય રીતે હાકલો કરી, સામાજિક ક્ષેત્રે ભય વ્યક્ત કર્યા, આર્થિક પ્રલોભનો દેખાડયા અને સૌથી વધુ ઘૃણાસ્પદ બાબત એ કે ધાર્મિક રીતે પણ ડરાવ્યા. અગાઉના પૃષ્ઠોમાં વર્ણન કર્યા મુજબ વહાબી-તબલીગી જમાઅતના મુલ્લાઓ દ્વારા ભારતને દારૂલ હરબના ફત્વા અપાવ્યા અને ભારતમાં સ્થાયી થવું યોગ્ય નથી તેવા નિવેદનો કરાવ્યા. ભોળી અને ધર્મભીરૂ મુસ્લિમ પ્રજાને ગેરમાર્ગે દોરવવામાં કશી કચાશ રાખી નહીં. જો કે બિનઃ તબલીગી સુન્ની સમુદાયના મહાન આલિમ **ઈમામ**

**અહમદ રઝા ફાઝિલે બરેલ્વી** રદીઅલ્લાહો તઆલા અન્હોએ વહાબી-તબલીગી જમાઅતના મુલ્લાઓના અસત્ય ઉપર આધારિત ફત્વાઓનું સખ્ત શબ્દોમાં ખંડન કર્યું, પણ ઈમામ અહમદ રઝાના આવા ખંડનાત્મક નિવેદનોને એક વ્યવસ્થિત કાવત્રા દ્વારા દબાવી દેવામાં આવ્યા અને તે સમયની જરૂરિયાતને અનુલક્ષીને તેનો જેટલો પ્રચાર અને પ્રસાર થવો જોઈએ તેટલો થયો નહીં અથવા થવા દેવામાં આવ્યો નહીં. ટૂંકમાં ભારતની, ભારતમાં વસતા મુસ્લિમોની અને સમગ્ર ભારતીય પ્રજાની કમનસીબીના કારણે પાકિસ્તાન નું સર્જન થયું.

પાકિસ્તાનના સર્જનને પ્રતિષ્ઠતાનો પ્રશ્ન બનાવી, પોતાનું અહમ પોષવા રાજકીય નેતાઓએ દેશને કોમી રમખાણની હોળીમાં ધકેલી દીધો. અત્યચારોથી તૌબા પોકારી ગએલા લોકોની બન્ને તરફથી વગર વિચાર્યે વણથંભી વણઝારો વહેતી થઈ, અમુક હાંફળા હાંફળા થઈને, બધુ તજીને તાત્કાલિક ભાગી છુટયા, અમુક થોડા પણ અલ્પ વિરામ બાદ નિકળી ગયા અને અમુક શાણા લોકો એવા વેતરણમાં પડી ગયા કે બને તેટલી વહેલી તકે વેપાર ધંધો સંકેલીને તથા સ્થાવર મિલ્કતોની રોકડી કરીને અનુકૂળ સમય અને સંજોગો જોઈને પલાયન થઈ જવું. ભારતમાંથી હિજરત કરીને પાકિસ્તાન ભાગી જનારાઓનો ધસારો અને પ્રવાહ ધીમે ધીમે ઓછો થયો, પણ બંધ તો ન જ થયો. ઈમામ અહમદ રઝા ફાઝિલે બરેલ્વી અને આપના સાથી આલિમોએ ભારતીય મુસ્લિમોને પાકિસ્તાન નામના દુષણથી દૂર રહેવા અપીલો કરી અને પાકિસ્તાન વિરૂદ્ધ એક વ્યવસ્થિત ચળવળ શરૂ કરી. જેના પુરાવા રૂપે અમુક હવાલાઓ રજુ કરૂં છું.

ઈમામ અહમદ રઝા ફાઝિલે બરેલ્વી **ખાનદાને બરકાત**ના મહાન બુઝુર્ગ **હઝરત સૈયદ આલે રસૂલ મારહરવી** રદીઅલ્લાહો તઆલા



અન્હોના મુરીદ હતા. ખાનદાને બરકાત સમગ્ર ભારતભરની ગૌરવવંતી અને માનવંતી આદરણીય ખાનકાહોમાંની એક ખાનકાહ છે. **હઝરત મીર અબ્દુલ વાહિદ બલગરામી** રદીઅલ્લાહો તઆલા અન્હોના વંશજોના વડા **હઝરત મીર અબ્દુલ જલીલ બલગરામી** રદીઅલ્લાહો તઆલા અન્હો ઉત્તરપ્રદેશના, એટા જિલ્લાના, કાસગંજ તાલુકાના મારેહરા ગામમાં સ્થાયી થએલા. **હઝરત મીર અબ્દુલ જલીલ બલગરામી**થી લઈને **હઝરત શાહ બરકતુલ્લાહ, હઝરત અચ્છેમીયાં, હઝરત શાહ હમઝા, હઝરત શાહ સૈયદ આલે રસૂલ, હઝરત આહ અબૂલ હસન અહમદ નૂરી** અને ત્યાર બાદ તાજુલ ઔલોમા, ઔલાદે રસૂલ, **સૈયદ શાહ મુહમ્મદમીયાં, હઝરત સૈયદુલ ઓલમા આલે મુસ્તફા** રદીઅલ્લાહો તઆલા અન્હુમ અજમઈન જેવા મહાન બુઝુર્ગો ખાનદાને બરકાતમાં થયા. આ બધા બુઝુર્ગો સિવાય ખાનદાનના અન્ય અનેક બુઝુર્ગો એક જ ખાનકાહમાં દફન છે. જેને **'ખાનકાહે' બરકાતીયા, મારેહરા મુકદ્દસા'** તરીકે ઓળખવામાં આવે છે. આ ખાનદાનના મહાન બુઝુર્ગોની તવજ્જોહના કારણે **ઈમામ અહમદરઝા ફાઝિલે બરેલ્વી** રદીઅલ્લાહો તઆલા અન્હો વિશ્વ વ્યાપી ખ્યાતિ પામેલા.

જે સમયે ભારતમાંથી હિજરત કરી પાકિસ્તાન ચાલ્યા જવાની પ્રવૃત્તિ વણથંભી ચાલુ હતી. તેવા કપરા સમયમાં **ઈમામ અહમદ રઝા ફાઝિલે બરેલ્વી**ના પીરો મુર્શિદની બારગાહ **ખાનકાહે બરકાતીયા,** મારેહરાશરીફના સજ્જાદાનશીં **તાજુલ-ઓલોમા, ઓલાદે રસૂલ, હઝરત મુહમ્મદમીયાં** સાહેબનું એક નિવેદન રજૂ છે.

**હવાલો :**

**ઓર વો લીગી લીડર ઓર ઉન્કે પીઠ્ઠું, નામ-નેહાદ પાકિસ્તાન**

**કો ખાલિ ઈસ્લામી હુકૂમત ઔર મુસલમાનોં કે લિયે દીની-ઈમાની નુક્ત-એ-નઝર સે મલજા-વ-મા'વા બતા રહે હૈં, ઔર ઈસ્લામ વ દીન કે નામ પર વહાં રહેને, બસને, કારોબાર વગૈરહ કરને કી તરગીબ દે રહે હૈં, યે સબ ઉન લીગીયોં કી મક્કારી ઔર ફરેબકારી, દુનિયાસાઝી, કઝ્ઝાબી હૈ. ઉસ પર હરગિઝ ઈલ્તેફાત ન કિજીએ.'**

(હવાલા માટે જુઓ : **'એહલે સુન્નત કી આવાઝ'** પ્રકાશક : દારૂલ ઈશાઅત બરકાતી, ખાનકાહે બરકાતીયા, મારહેરા (યુ.પી) **હિસ્સા નં. ૧૩ અને ૧૪, પેઈજ નં. ૯**)

—:: ગુજરાતી અનુવાદ ::-

' અને તે લીગના લીડર અને તેના કાંધીયાઓ ફક્ત નામના જ પાકિસ્તાનને શુદ્ધ ઈસ્લામી હુકૂમત અને મુસ્લિમો માટે ધર્મ અને ઈમાનના દ્રષ્ટિકોણથી આશ્રય અને શરણ સ્થાન બતાવી રહ્યા છે અને ઈસ્લામ અને ધર્મના નામે ત્યાં રહેવા, વસવાટ કરવા અને વેપાર-ધંધા કરવા માટે પ્રોત્સાહન આપી રહ્યા છે. આ બધું લીગ (એટલે કે મુસ્લિમ લીગ) ના લોકોની ધોકેબાઝી, વિશ્વાસઘાત, દુનિયા કમાવવાની વૃત્તિ અને જુઠાણું છે. તેના ઉપર હરગિઝ લક્ષ ન આપવું જોઈએ.'

**હવાલો :**

**'લીગીયોં કા નામ-નેહાદ પાકિસ્તાન હમ ગુરબા કે લિયે હરગિઝ દારૂલ અમન-વલ-અમાન નહીં. અવ્વલ તો ખૂદ ઉન્કે મુર્તદીન વ મુબતદેઈન હમારે ઈમાનો-દીન કે અશદ અદુવ્વે મુબીન હૈં.'**

(હવાલા માટે જુઓ : **'એહલે સુન્નત કી આવાઝ'** પ્રકાશક : દારૂલ



ઈશાઅત બરકાતી, ખાનકાહે બરકાતીયા, મારેહરા (યુ.પી.) **હિસ્સા નં. ૧૩ અને ૧૪, પેઈજ નં. ૧૧**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'લીગના લોકોનું ફક્ત નામનું જ પાકિસ્તાન આપણા માટે હરગિઝ અમન અને શાંતિનું સ્થળ નથી. પ્રથમ તો એ ખૂદ લીગના મુર્તદો (મઝહબથી ફરી ગએલા) અને બિદઅતીઓ (મઝહબમાં નવી વાતો ઉપજાવી કાઢનારાઓ) જ આપણા ઈમાનના ખુલ્લા અને કટ્ટર શત્રુઓ છે.

**હવાલો :**

**'તો આપ પાકિસ્તાન કે મુર્તદીન વ મુબતદેઈન કે ઝેરે હુકૂમત બિલા વજહે શરઈ અપને ઈખ્તેયાર સે હરગીઝ ન જાએં.'**

(હવાલા માટે જુઓ : **'એહલે સુન્નત કી આવાઝ'** પ્રકાશક : દારૂલ ઈશાઅત બરકાતી, ખાનકાહે બરકાતીયા, મારેહરા (યુ.પી.), **ભાગ-૨, હિસ્સા નં. ૬ અને ૭, પેઈજ નં. ૫૩**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'તો તમો પાકિસ્તાન કે જ્યાં મુર્તદો અને બિદઅતીઓનું વર્ચસ્વ છે, ત્યાં શરીઅતના કારણ વગર પોતાની સ્વેચ્છાએ હરગીઝ જશો નહીં.'

ઉપરોક્ત ત્રણેય હવાલાઓ દ્વારા પુરવાર થયું કે **ઈમામ અહમદ રઝા ફાઝિલે બરેલ્વી**ના આદરણીય પીરઝાદા **હઝરત તાજુલ ઓલોમા** ભારતમાં વસતા મુસ્લિમોને હિજરત કરી પાકિસ્તાન જતાં અટકાવી રહ્યા છે. મુસ્લિમ લીગના નેતાઓએ મુસ્લિમોને છેતરવા માટે પ્રલોભનોની જે માયાજાળ બિછાવીને પ્રચાર માધ્યમ દ્વારા તેનો બહોળા પ્રમાણમાં ઢંઢેરો પીટેલો તે

**ઢંઢેરાના ઢોલનો પોલ** આપે છતું કરી નાખ્યું અને પાકિસ્તાન જવું કોઈપણ સંજોગોમાં હીતાવહ કે લાભકર્તા નથી તેવું **ડંકાની ચોટે** કહી દીધું. આપે મુસ્લિમ લીગના ગુમરાહ કરનારા નેતાઓની ભ્રષ્ટ પોલીસીનો પણ પડદો **ચીરી નાખ્યો.**

આપે કોઈની પણ શેહ શરમ રાખ્યા વગર કે કોઈ પણ જાતના વિરોધી પ્રચારનો ભય રાખ્યા વગર દેશ પ્રેમ અને મુસ્લિમોની હમદર્દીના જઝબા હેઠળ પાકિસ્તાન અને પાકિસ્તાનના સમર્થકોને જે શાબ્દિક કોરડા ફટકાર્યા છે, તેનું દ્રષ્ટાંત શોધ્યું જડે તેમ નથી. પાકિસ્તાન.... પાકિસ્તાન અને પાકિસ્તાનની રટ લગાડનારોને આપે વળતો જવાબ એ રીતે આપ્યો, કે આપે પોતાના લેખોમાં અનેક વખત પાકિસ્તાનના બદલે 'ના-પાકિસ્તાન' લખેલ છે.

**હવાલો :**

**'લીગ ઔર 'ના-પાકિસ્તાન' કી નહૂસત વ ખબાષત હર જગહ ગુરબા-એ-મુસ્લેમીન એહલે સુન્નત કો પરેશાન કીયે હૂએ હય.'**

(હવાલા માટે જુઓ : **'એહલે સુન્નત કી આવાઝ'** પ્રકાશક : દારૂલ ઈશાઅત બરકાતી, ખાનકાહે બરકાતીયા, મારેહરા (યુ.પી.), **ભાગ-૨, હિસ્સા નં. ૧૫, પેઈજ નં. ૧૪**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'લીગ અને **'ના-પાકિસ્તાન'** ની અનિષ્ટતા અને ના-પાકીએ દરેક સ્થળે ગરીબ મુસ્લિમ એહલે સુન્નતને કષ્ટ પહોંચાડયું છે.'



**હવાલો :**

**'જબ યહી ઠાન લિયા કે 'ના-પાકિસ્તાન' કે સિવા સારી દુનિયા મેં ઔર કહીં ન અમન હય, ન રાહત, ન તિજારત ચલ સકતી હૈ, ન મુલાઝેમત મિલ સકતી હૈ. ભાગો 'ના-પાકિસ્તાન' કો. તો ઐસોં કો રોકને કી મુઝ કમઝોર વ ગરીબ મેં કયા કુવ્વત ? વો ખૂદ 'ના-પાકિસ્તાન' જા કર દેખ લેં. કહીં પહોંચતે પહોંચતે હી ઝાહિર ઝહૂર 'અસા-અન-તુહિબ્બૂ-શયઅંવ-વ-હુવા-શઈલ-લકુમ' કે મનાઝિર હી સામને ન આ જાએ.'**

(હવાલા માટે જુઓ : **'એહલે સુન્નત કી આવાઝ'** પ્રકાશક : દારૂલ ઈશાઅત બરકાતી, ખાનકાહે બરકાતીયા, મારેહરા (યુ.પી.), **ભાગ-૨, હિસ્સા નં. ૮ અને ૯, પેઈજ નં. ૨૦**)

—:: ગુજરાતી અનુવાદ ::—

'જયારે એવું જ નક્કી કરી લીધું કે **'ના-પાકિસ્તાન'** સિવાય પુરી દુનિયામાં અન્યત્ર કયાંય શાંતિ નથી, આરામ નથી, વેપાર ચાલી શકે તેમ નથી, નોકરી મળી શકે તેમ નથી. માટે ભાગો 'ના-પાકિસ્તાન' તરફ. તો તેવા લોકોને રોકવાની મારા જેવા અશક્ત અને ગરીબમાં કયાં શક્તિ છે ? તેઓ સ્વયં 'ના-પાકિસ્તાન' જઈને અનુભવ કરી લે. કયાંક ત્યાં પહોંચતાની સાથે જ **'તમો કોઈ બાબતને પ્રિય સમજતા હો અને તે તમારા માટે નુકશાનદાયક હોય** ના દ્રશ્યો સ્પષ્ટ સ્વરૂપે સામે આવી ન જાય.'

ઉપરોક્ત બન્ને હવાલા ઉપરાંત અનેક વખત **ઈમામ અહમદરઝા ફાઝિલે બરેલ્વી**ના પીરઝાદા **હઝરત તાજુલ ઓલોમા, ઔલાદે રસૂલ મારેહરવી**એ પાકિસ્તાન માટે **'ના-પાકિસ્તાન'** શબ્દનો ઉપયોગ કરીને

ત્યાં ઠગારી આશાઓના આવેશમાં હિજરત કરી જનારાઓને ખુલ્લમ ખુલ્લા ચીમકી આપી છે, કે પાકિસ્તાનમાં શાંતિ, આરામ, ધંધો, નોકરી અને અન્ય સુવિધાઓની લાલચે જનારાઓ સાંભળી લે, કે જયાં તમો જઈ રહ્યા છો તે 'પાકિસ્તાન' એટલે કે પવિત્ર ભૂમિ નથી બલ્કે **'ના-પાકિસ્તાન'** એટલે કે 'અપવિત્ર ભૂમિ' છે. અરબી ભાષામાં લખેલું વાક્ય કોઈ કહેવત નહીં બલ્કે કુરઆન શરીફની આયત છે. આ આયતનો અનુવાદ અને ભાવાર્થ એ છે કે જે બાબતને તમો પ્રિય સમઝો છો, તે તમારા માટે નુકશાનકારક પણ હોઈ શકે. અને વાસ્તવમાં આ વાત અનુભવોથી સિધ્ધ થઈ ચુકી છે, કે પોતાના માટે આશ્રય સ્થાન સમજી પાકિસ્તાન તરફ આંધળી દોટ મુકનારાઓને **મૃગજળ** જેવા જ ભ્રામક અનુભવો થયા છે.

અન્ય એક જગ્યાએ હઝરત **તાજુલ ઓલોમા ઓલાદે રસૂલ મારેહરવી** રદીઅલ્લાહો તઆલા અન્હો એ ભારત અને પાકિસ્તાનની સરખામણી કરતાં જે લખ્યું છે, તે એટલું ઉત્તમ છે, કે લખાણના શબ્દો **શુદ્ધ સોનાના** અક્ષરોથી લખવામાં આવે, તો તેનું સન્માન કર્યું અધુરૂં ગણાશે, આપનું તે લખાણ પણ જોઈએ.

**હવાલો :**

**'પાકિસ્તાન જાને યા હિન્દુસ્તાન મેં રહેને કે બારે મેં મુઝ સે મશ્વરા પૂછા. હિન્દુસ્તાન આપકા વતને કદીમ આબાઈ હૈ ઔર યહાં જહાં તક મેરા ઈલ્મ હૈ, હમ ગુરબા કા દીનો ઈમાન પાકિસ્તાન સે ઝયાદહ મેહફૂઝ હૈ ઔર માલો-જાન કા અમન ભી પાકિસ્તાન સે કમ અઝ-કમ, કમ નહીં.'**

(હવાલા માટે જુઓ : **'એહલે સુન્નત કી આવાઝ'** પ્રકાશક : દારૂલ ઈશાઅત બરકાતી, ખાનકાહે બરકાતીયા, મારેહરા (યુ.પી.), **ભાગ-૨, હિસ્સા નં. ૬ અને ૭, પેઈજ નં. ૫૩)**



—:: ગુજરાતી અનુવાદ ::—

'પાકિસ્તાન જવું કે ભારતમાં રહેવું ? તે અંગે મારાથી સલાહ લીધી. ભારત તમારૂં પૂર્વજોના સમયનું વતન છે અને અહીં ભારતમાં જયાં સુધી મને જાણ છે, આપણો મઝહબ અને ઈમાન પાકિસ્તાન કરતાં વધુ સુરક્ષિત છે અને માલ તથા જાનની સલામતીપણ પાકિસ્તાનની સરખામણીમાં ઓછી નથી.'

અન્ય એક હવાલા ઉપર પણ દ્રષ્ટિપાત કરીએ :

**હવાલો :**

**'અપના વતન છોડકર મારે મારે ફિરને સે કયા નતીજા? મુરતદીન-વ-મુબતદેઈન કા ઝેરે અષર પાકિસ્તાન હમ ગુરબા-એ-એહલે સુન્નત કે લિયે હરગીઝ દારૂલ અમાન સાબિત ન હોગા.'**

(હવાલા માટે જુઓ : **'એહલે સુન્નત કી આવાઝ'** પ્રકાશક : દારૂલ ઈશાઅત બરકાતી, ખાનકાહે બરકાતીયા, મારેહરા (યુ.પી.), **ભાગ-૨, હિસ્સા નં. ૧૫, પેઈજ નં. ૧૩ અને ૧૪)**

—:: ગુજરાતી અનુવાદ ::—

'પોતાનું વતન તજીને અહીં-તહીં ભટકવાનું પરિણામ શું ? મુર્તદો અને બિદઅતીઓના પ્રભાવ હેઠળનું પાકિસ્તાન આપણા જેવા એહલે સુન્નત માટે કદાપી સલામતીનું સ્થળ પુરવાર નહીં થાય.'

ઉપરોક્ત હવાલાઓ સિવાય એવા અનેક હવાલા રજૂ કરી શકાય તેમ છે, કે જેનાથી સ્પષ્ટ પુરવાર થાય છે, કે બિન-તબલીગ સુન્ની સમુદાયના

મહાન આલિમોએ પાકિસ્તાનના ખંડનમાં કશી પણ કચાશ રાખી નથી. ભાગલાના સમયે સુન્ની આલિમોએ પાકિસ્તાન વિષે જે મંતવ્યો વ્યક્ત કરેલા અને આગાહીઓ કરેલી તે અક્ષરસ સાચી જ પડી છે. મુસ્લિમ લીગના ગુમરાહ કરનારા નેતાઓએ મુસ્લિમોને જે **આંબળી-પીપળી** બતાવેલી, તે બધું એક ભ્રામક પ્રચાર જ હતો. અંગ્રેજો ભારત છોડીને જતી વખતે **સળગતું લાકડું** હાથમાં પધરાવતા ગયા. જેની જવાળાઓથી અખંડ ભારત (ભારત-પાકિસ્તાન) ની પ્રજા દાઝી રહી છે.

## કડવું સત્ય

દુષ્ટ અંગ્રેજોની ખટપટના દુઃખદ પરિણામ રૂપે અખંડ ભારતના ટુકડા થયા અને મુસ્લિમ બહુમતી ધરાવતો પ્રદેશ વિખુટો પડયો અને એક નવો દેશ પાકિસ્તાન અસ્તિત્વમાં આવ્યો. ભાગલા સમયે મુસ્લિમ લીગના નેતાઓ **ફૂલ્યા નહોતા સમાતા.** આપણો વટ પુરો થયો. પાકિસ્તાન લઈને રહ્યા ને ? પણ.... તે એક જીદ જ હતી, જે યેન-કેન પ્રકારે પરિપૂર્ણ થએલી. અંગ્રેજોએ હિન્દુ અને મુસ્લિમ પ્રજા વચ્ચે જે ગેરસમજો, પૂર્વગ્રહો, વિખવાદો, નફરતો, વિવાદો, ધાર્મિક ઝનૂનો, હઠાગ્રહો, અવિશ્વાસો, વિશ્વાસઘાતો અને દુશ્મનીના બીજ રોપેલા તે બીજમાંથી છોડ અને છોડમાં વટવૃક્ષ બને તથા બન્ને પ્રજા વચ્ચેના મતભેદોનું કાયમી ધોરણે સમાધાન શક્ય ન બને, તેવા દુષ્ટ આશયથી જ ભારતના ભાગલા પડાવેલા. જેની અનેક આડ-અસરો ઉપરાંત સીધી અને મહત્વની અસર એ પડી કે એક બીજા સામે લડવાના કારણે બન્ને દેશની પ્રગતિ અટકી ગઈ છે. બન્ને દેશ એક-બીજાને પોતાના કટ્ટર શત્રુ



સમજી સંરક્ષણ અને આક્રમણ ક્ષેત્રે વધુ બળવાન બનવા લશ્કરી સરંજામ પાછળ એટલો ધૂમ ખર્ચ કરી રહ્યા છે, કે પ્રજાના વિકાસ લક્ષી કાર્યો તરફ લક્ષ આપી શકાતું નથી. બન્ને દેશની શક્તિ અને સંપત્તિ લડાઈના હેતુ માટે ખર્ચાઈને નષ્ટ થાય છે અને સૌથી વધુ ગંભીર બાબત એ છે, કે બન્ને દેશની લડાઈ અને શત્રુતાની બન્ને દેશની પ્રજા ઉપર આડ-અસર થાય છે. પરિણામે કોમી રમખાણો, તંગદિલી, નફરત, ધૃણા અને દુશ્મનાવટ ફેલાય છે.

જરા વિચારો ! તમારા અંતર આત્માને ઢંઢોળો ! શું આપણે આંતર વિગ્રહ માં જ સપડાઈ રહેવા માંગીએ છીએ ? શું આપણી શક્તિ એક-બીજાને ખત્મ કરવાના ભ્રમમાં જ ખત્મ કરી નાખશું? શું આપણા દેશની પ્રગતિ રૂંધાતી નથી ? શું આવા કોમી દંગાઓથી આપણી સમસ્યાઓ હલ થઈ જશે ? કદાપી નહીં બલ્કે સમસ્યાઓ વધી જશે. એક જ કુટુંબ (દેશ) માંથી વિભાજિત થઈને અલગ અલગ મોહલ્લા (દેશ) માં વસવાટ કરવાનો શું એ અર્થ છે કે સતત એક બીજાની સામે ઘૂરકીયા જ કરતા રહેવું? આ બધું કર્યા બાદ પરિણામ શું આવે છે ? આપણે શું મેળવીએ છીએ ? દુઃખદ પરિણામ રૂપે સુખ-શાંતિ ગુમાવીએ છીએ. પ્રેમના વાતાવરણને નફરત દ્વારા પ્રદુષિત કરીએ છીએ.

આઝાદી મેળવ્યા પછી લગભગ અડધી સદીના વટાવ્યા પછી પણ હજુ આપણે માનસિક લઘૂતાથી પીડાઈ રહ્યા છીએં. એક-બીજાને ટેકો આપવાના બદલે પછાડવાના જ પેંતરા કરી રહ્યા છીએં. પ્રેમથી સંતોષનો રોટલો ખાવાના બદલે નફરતભર્યું લુશ લુશ ખાવાની વૃત્તિમાં સપડાએલા છીએં. સ્થિરતાના બદલે રઝળપાટ કરવામાં ભાટકી રહ્યા

છીએ. શાંતિની ઠંડકને હાથે કરીને આપત્તિની અગ્નિમાં રૂપાંતર કરી રહ્યા છીએ. **આ દેશની ધરતી ઉપર જન્મ લઈ આ દેશની પ્રતિષ્ઠતા જો આપણે ન વધારી શકતા હોઈએ તો દેશની આબરૂને ધૂળધાણી કરવાનો આપણને કોઈ અધીકાર નથી.** ભારત જેવા મહાન દેશની પ્રતિષ્ઠાને ઝાંખપ અને ઓછપના ડાઘ લગાડવામાં એક તરફ પાકિસ્તાન પાછી પાની નથી કરતો તો બીજી તરફ આપણા દેશમાં વસતા વિકૃત-કોમવાદી માનસ ધરાવતા તત્વો પણ કશી કચાશ નથી રાખતા. બિનસાંપ્રદાયિક દેશ તરીકે ઊંચું રહેતું આપણું માથું સાંપ્રદાયિક ઝઘડાઓના કારણે શરમથી ઝૂકી જાય છે.

**ભારતમાં છેલ્લા દસકામાં જે કોમવાદનું વાતાવરણ ખડું થયું છે, તે બધું દેશના હિતશત્રુઓને જ આભારી છે.** હિન્દુ અને મુસ્લિમ બન્ને કૌમના લોકો દોષિત છે. બન્ને કૌમને બેહકાવનારા તકવાદી અને કોમવાદી રાજકીય પક્ષો અને નેતાઓ છે. ધર્મના નામે ચુંટણી લડવી, મસ્જિદ-મંદીરના નામે મત મેળવવા, કોમ અને જ્ઞાતિના નામે સમાજમાં વાડા ઉભા કરવા, પ્રદેશ અને ભાષાના નામે આંદોલનો કરવા, એ બધું તકવાદી રાજકારણીઓને કોઠે પડી ગયું છે. દેશના હીતને નેવે મુકી પોતાના અંગત હીત અને સ્વાર્થને જ અગ્રતા આપવામાં આવે છે. પણ આશ્ચર્ય તો એ વાતનું છે, કે ધર્મ, ધાર્મિક સ્થળો, કૌમ જ્ઞાતિ, ભાષા અને પ્રદેશના નામે ઝઘડા કરાવી જૂદી જૂદી કૌમોનો સત્યાનાશ કરાવી નાખતા રમખાણોનું દોરી-સંચાર કરનારા નેતાઓ આપસમાં તો એવા પ્રેમથી ભેટતા હોય છે કે જાણે પ્રેમ અને ત્યાગની મૂર્તિ. પોતાની વહીવટી નિષ્ફળતાના દોષનો ટોપલો દુશ્મન દેશ ઉપર નાખવાની એક જાણે



પ્રણાલિકા જ પડી ગઈ હોય તેમ બન્ને દેશના નેતાઓ પોતાના દેશની પ્રજાને ભરમાવવા **'તેનો હાથ છે'** અને **'ફલાણાનો હાથ છે'** ની બુમરાણ મચાવે છે. રાજકીય નેતાઓ દરેક બાબતમાં હંમેશા 'રમવા' માટે તૈયાર જ હોય છે. પ્રજામાં પોતાની વહીવટી ક્ષતિઓ ઉઘાડી પડી જાય અને વિરોધનો વંટોળ ઉભો થાય, એટલે તરત જ પ્રજાનું ધ્યાન અન્યત્ર કેંદ્રિત કરવા સરહદ ઉપર છમકલા ટાઈપની તંગદીલી ઉભી કરશે. પાકિસ્તાનના નેતાઓ પાકિસ્તાનની પ્રજા પાસે **'પાકિસ્તાન ખતરે મેં હૈ'** અને **'ઈસ્લામ ખતરે મેં હય'** ના નારા બુલંદ કરશે. ભારતમાં પણ **'ભારત ઉપર ઉભો થએલો ખતરો'** ના સુત્રો વ્યાપક બનાવવામાં આવશે. બન્ને દેશની પ્રજા પોતાની દેશની અન્ય ગેરવહીવટી બાબતો તરફથી લક્ષ હટાવીને સીમા સુરક્ષા તરફ ધ્યાન કેંદ્રિત કરી નાખશે. બસ પત્યું નેતાઓનું કામ બની ગયું.

પાકિસ્તાનમાં પ્રજાનો મોટો ભાગ ધાર્મિક દ્રષ્ટિએ મુસ્લિમોનો છે એટલે ત્યાં વાત વાતમાં ઈસ્લામનું નામ વટાવી ખાવાની ચેષ્ટાઓ કરવામાં આવે છે. પણ વાસ્તવિકતા એ છે, કે પાકિસ્તાનનના ભીતરમાં જો ડોકયું કરવામાં આવશે, તો મોટાભાગે ત્યાં બિન-ઈસ્લામી બાબતો વધુ વ્યાપક છે. શરાબ, જુગાર, નગ્નતા, નશીલા પદાર્થો, લૂંટફાટ, અપહરણો, ગુંડાગીરી, વિશ્વાસઘાત, વ્યાભિચાર, જેવી હીન કક્ષાની અને ધૃણાસ્પદ બાબતોના આચરણ ટાણે ઈસ્લામના આદેશોને સંપૂર્ણ પણે વિસરી જવાય છે. કદાચ પાકિસ્તાનના કોઈ વાંચકને મારી આ વાત અતિશય કડવી લાગશે, પણ કંડવું સત્ય ઉચ્ચારવામાં કોઈની પણ શેહ શરમ રાખવી ન જોઈએ. જેથી જ છાતી ઠોકીને કહું છું કે

પાકિસ્તાન કરતાં ભારતમાં ઈસ્લામી કાનૂન રીતરિવાજ અને આદેશોનું પાલન, આદર અને સન્માન ઘણો જ વધુ છે બલ્કે ત્યાં સુધી કહેવામાં પણ કોઈ અતિશયોક્તિ નથી કે પાકિસ્તાનનની સરખામણીમાં ભારતમાં મુસ્લિમો વધુ સુખી અને સલામત છે. અલબત્ત... ભારતમાં કયારેક કયારેક કોમવાદી રાજકીય પક્ષોની ઉશ્કેરણીના કારણે કોમી-રમખાણો વખતે લઘુમતિ મુસ્લિમોને જાન-માલની ઘણી જ નુકશાની ભોગવવી પડે છે. જયારે પાકિસ્તાનમાં કાયમી ધોરણે પ્રજા લૂંટાતી અને રહેંસાતી રહે છે.

ભારતમાં વસતા મુસ્લિમોને કયારેક કયારેક કોમવાદી પરિબળો દ્વારા સર્જાએલા કોમી રમખાણોના કારણે જે તકલીફો પડે છે તેના મૂળમાં પણ પાકિસ્તાન જ છે કેમકે ભારતીય  નાગરિકત્વ ધરાવનારા અનેદેશના વફાદાર મુસ્લિમોને કોમવાદી પરિબળો ગમે તે બહાને પાકિસ્તાનના એજન્ટ અને જાસૂસનું ટાઈટલ ઘણી જ સહેલાઈથી આપી દેતા હોય છે. બીજો કોઈપણ વાંક-ગુનો કે રાષ્ટ્ર વિરોધી પ્રવૃત્તિ ન હોવા છતાં પણ કોમવાદી પરિબળો ગમે તે રાષ્ટ્રવાદી મુસ્લિમને પાકિસ્તાનના જાસૂસમાં ખપાવવામાં કશો જ હિચકિચાટ અનુભવતા નથી. કૌમી રમખાણો સર્જવા માટે કોમવાદી પરિબળો હંમેશા પાકિસ્તાનનું બહાનું ઉપજાવી કાઢીને ,શાંતિ અને પ્રેમથી જીવતી હિન્દુ અને મુસ્લિમ બન્ને પ્રજાને અશાંતિની અગ્નિમાં હોમી દઈને દેશની મહામૂલી મિલ્કતોને નુકશાન પહોંચાડવાનું પાપ રચવાની સાથે સાથે આપણા બિનસાંપ્રદાયિક દેશના કપાળે સાંપ્રદાયિક દંગાનું કલંક લગાડવાનું મહા પાપ પણ આચરે છે. તેવી જ રીતે પાકિસ્તાની



હિન્દુ નાગરીકને પાકિસ્તાનના કોમવાદી પરિબળો પજવવામાં કશી જ કચાશ રાખતા નથી.

આજના યુગમાં દેશદાઝ અને માનવતાની ભાવનાને જીવંત રાખવાનો ફકત એ જ ઉપાય છે, કે **આપણા દેશનો દરેક નાગરિક પોતાના દરેક દેશબંધૂને શાંતિથી જીવવા દે.** સમાજને કોમી તનાવના દુષણથી બચાવવા માટે કોમવાદી વિચારધારાને તિલાંજલી આપી, આ દેશના દરેક નાગરિકને ભારતનું એક અંગ સમજી તેનું જતન કરે અને કોમી રમખાણો દ્વારા થતી ખાના-ખરાબીના કારણે દેશની રૂંધાતી પ્રગતિ અને ખરડાતી પ્રતિષ્ઠા માટે પોતે સીધી કે આડકતરી કોઈપણ રીતે નિમિત્ત ન બને તેની ખાસ તકેદારી રાખે.

અલબત્ત.... આ દેશમાં રહીને , આ દેશ પ્રત્યે પોતાની વફાદારીની મહત્વની ફરજ વિસરી જઈ, દેશની સાથે ગદ્દારી કરી, દુશ્મન દેશના એજન્ટની ભૂમિકા ભજવનારા નાલાયક ગદ્દારોને અવશ્ય ઉઘાડા પાડી, તેઓના દંભનો પડદો ચીરી નાખવો અતિ-આવશ્યક જ નહીં, બલ્કે અનિવાર્ય છે. અને ખાસ કરીને તેવા સંજોગોમાં કે જયારે દેશ કટોકટીનો સામનો કરી રહ્યો હોય, વિદેશી પરિબળો ભાંગફોડીયા પ્રવૃત્તિ કરીને આપણા પ્યારા માદરે વતન ભારતને વિનાશને પંથે ધકેલવાની મલીન પ્રવૃત્તિ કરી રહ્યા હોય, ત્યારે કોઈની પણ શેહ-શરમ રાખ્યા વગર આવા ગદ્દારોને ઉઘાડા પાડવા જોઈએ અને આ જઝબાના કારણે જ આ કિતાબમાં સચોટ પુરાવાના આધારે તેવા લોકોની વાસ્તવિક તસ્વીર વાંચકો સમક્ષ ઉપસાવવાની યથાશક્તિ કોશીષ કરી છે કે જેઓએ અંગ્રેજોના હાથે વેંચાઈ જઈને ભારત પ્રત્યે ગદ્દારી જ કરી હતી પણ

તેઓના અનુયાયીઓ દ્વારા આલેખાએલા ભ્રષ્ટ ઈતિહાસને કારણે દેશ માટે પ્રાણની આહુતિ આપનારા શહીદોના લીસ્ટમાં પાછલા બારણેથી ઘૂસી ગયા છે.

અંતમાં... આ દેશમાં વસતી દરેક પ્રજા સ્વયં પોતે શાંતિથી જીવે અને અન્યોને પણ શાંતિથી જીવવા દે તેવી ભાવના જન્માવી, આપણા દેશની આન-બાન-શાનમાં વધારો કરે, તે પણ એક પ્રકારનો દેશપ્રેમ છે. દેશની આબરૂને કલંક લગતું અટકાવવું, સમાજમાં કાયમી શાંતિ સ્થાપિત રહે તેવા પ્રયાસો કરવા તથા કાયદો અને વ્યવસ્થાની જાળવણીમાં પોતાનું યોગદાન આપવું તે પણ એક મહાન રાષ્ટ્ર સેવા છે.

## ''મહત્વ નો ખુલાસો''

પેઈજ નં ૧૨૯ ઉપર મોલ્વી અશરફ અલી થાનવી ને અંગ્રેજો દ્વારા મળતા માસિક પગાર રૂા.૬૦૦/— નો જે હિસાબ કરવામાં આવ્યો છે. તે પહેલી આવૃતિ ના પ્રકાશન વર્ષ—૧૯૯૩ ની સોના ની બજાર કિંમત તોલા ના રૂા.૫૧૦૦/— ના હિસાબે કરી ને રૂા.૧,૦૨,૦૦૦/— જેટલી અંદાજવા માં આવેલ છે.

પણ હાલ માં સોના ની કિંમત એક તોલા ના રૂા.૧૦,૫૦૦/— જેટલી છે. જેથી તે હિસાબે મોલ્વી અશરફ અલી થાનવી ને અંગ્રેજો દ્વારા મળતા માસિક રૂા.૬૦૦/— પગાર ની આજ ના હિસાબે અંદાજીત કિંમત રૂા.૨,૦૫,૦૦૦/— (અંકે રૂપિયા બે લાખ પાંચ હજાર) જેટલી આંકવા માં આવશે.

ટૂંક માં...

આજ ની સોના ની બજાર કિંમત ના હિસાબે સને ૧૯૪૨ માં મોલ્વી અશરફ અલી થાનવી ને અંગ્રેજો દ્વારા બે લાખ જેટલો પગાર આપવા માં આવતો હતો.

તાઃ ૧૫—૫—૨૦૦૬
પોરબંદર

અ.સત્તાર હામદાણી
(લેખક)